બંકિમચંદ્ર

કૃત

# રજની

અનુવાદકર્તા

**મોહનલાલ મકનદાસ મહેતા,**

**ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ.**

પ્રસિદ્ધ બંગાળી નવલકાર

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય

કૃત

# રજની

નો

ગુજરાતી અનુવાદ

કર્તા


મોહનલાલ મકનદાસ મહેતા

ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ





ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ તરફથી

પ્રસિદ્ધ કરનાર

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર—મંત્રિ

ઇ. સ ૧૯૧૫ મુંબઈ કિંમત રૂ ૦-૧૨-૦

આ પુસ્તક મુંબઈ નં ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી
નોર્થકોટ હિંદુ ઓરફનેજ કે એન સેલર પ્રેસમાં **ઘોડીઆ
નારાયણ વનારસે**એ છાપ્યું છે અને ગુજરાતી
સાહિત્ય પરિષદ્ ભંડોળ કમીટીના મંત્રી,
**બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે,**
પૂના, નારાયણ પેડમાં, પ્રસિદ્ધ
કર્યું છે.

# ગ્રંથકર્તાની પ્રસ્તાવના.

'રજની' પહેલા 'બંગદર્શન'માં પ્રસિદ્ધ થઇ હતી હમણા, બીજીવાર છાપતી વખતે, એટલે બધો ફેરફાર કરવામાં આવ્યો છે કે, આને નવુ જ પુસ્તક કહી શકાય ફકત પ્રથમ ખંડ પૂર્વવત્ છે, બાકીના ભાગમાથી કેટલુંક મૂકી દેવામા આવ્યુ છે, કેટલુંક બીજે સ્થળે મૂક્યુ છે, અને ઘણુ ફરીવાર લખવામા આવ્યુ છે

લૉર્ડ લિટન પ્રણીત Last Days of Pompeii નામની ઉત્કૃષ્ટ નવલમા નિદિયા નામે એક 'આંધળી ફુલવાળી' છે, રજની તેના સ્મરણથી સૂચિત થઇ છે જે માનસિક કે નૈતિક તત્ત્વોનુ નિરૂપણ કરવાનો આ ગ્રંથનો ઉદ્દેશ છે, તે અંધયુવતીના પાત્રદ્વારા વિશેષ સ્પષ્ટ કરી શકાય એમ ધારીને, એ મૂલ ઉપરથી રજનીનુ ચારિત્ર સૃજવામા આવ્યુ છે.

વાર્તાનો મોટો ભાગ કોઇ સ્ત્રી કે પુરુષ પાત્રના આપવીતીકથનદ્વારા ગુંથવો એ પદ્ધતિ પ્રચલિત રચનાવિધાનમા ઘણુ ખરૂ જોવામા આવતી નથી, પરંતુ એ પદ્ધતિ નવીન નથી. વિલ્કી કોલિન્સકૃત Woman in White નામની નવલમા આ પદ્ધતિ પહેલા અખતિયાર કરવામા આવેલી એ પ્રથાનો ગુણ એ છે કે, જે વાત જેને મ્હોએ સાંભળવી ગમે, તે વાત તેને જ મ્હોએ કહેવરાવાય. વળી આ પ્રથાનુ અવલંબન કર્યું છે એથી કરીને, આ વાર્તામા જે કંઇ અનૈસર્ગિક કે ચમત્કારિક બાબતો આવે છે, તેની જવાબદારી મારે શિર રહેતી નથી

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય

# પ્રવેશક.



આ નવલમા ચાર જ પાત્ર છે **બકિમચદ્રની** નવલોમાથી એકેમા વિવિધ પાત્રોની મોટી સખ્યા કે અનેક ચિત્રવિચિત્ર તતુમય કથાજાલ જોવામા આવતી નથી એની કેટલીક નવલોમા કઇક ઐતિહાસિક વસ્તુ આવતુ હોવાથી એને **બગાળાનો-હિન્દનો-સ્કૉટ** કહેવામા આવે છે ખરૂ, પરતુ એમ તો આપણા “ધીરે ધીરે સુધારાનો સાર” શાત રગે ગાઇ સભળાવનાર દલપતરામને તમામ જામેલી સત્તાની સામે આત્માના પરમ ગૌરવના સનાતન બડનો વાવટો ભૂતળથી વ્યોમશિખર સુધી સ્થિર રોપનાર ઉચ્છૃખલ વીરોના અગ્રણી **મિલ્ટન**ની સાથે સરખાવવામા નથી આવ્યા શુ? એવી સરખામણીઓનો અર્થ એટલો જ છે કે અધ કવિઓમા **મિલ્ટન**નુ અને ઐતિહાસિક નવલકારોમા **સ્કૉટ**નુ જ નામ જગતને મ્હોએ સૌથી પહેલુ ચ્હડે છે **જેન ઑસ્ટેન**ની કૃતિઓ વિષે **સ્કૉટે** પોતે કહ્યુ હતુ મારા ગાજવીજ, મારા શોરબકોર, એ બધુ તો ઠીક, પણ આ કલા તો ઑર જ છે **બકિમ**ની કલા પણ **સ્કૉટ** અને **જેન ઑસ્ટેન** એ બનેનાથી તદ્દન જૂદા પ્રકારની છે સૂક્ષ્માતિસૂક્ષ્મ તતુઓથી એ જે વેલબુટ્ટીનો અલકાર હિદુ સસારના પટ ઉપર ઉપસાવે છે તે એટલો તો આછો, કોમલ, અને નાજુક હોય છે કે તે સામાન્ય દૃષ્ટાઓને કદાચ આકર્ષી પણ શકતો નહી હોય-તેઓ કદાચ જોઇ પણ ન શકે એવો તે પારદર્શક હોય છે, જુવે તો પણ તેની એમને મન કઇ કીમત ન વસે એવો તે સ્વલ્પ

હોય છે–પણ જેને જેને તે આકર્ષે છે, તેઓ તેને જેમ જેમ વધારે લક્ષપૂર્વક જુવે છે, તેમ તેમ તેમા તેમને ચિત્તના સ્થાયી રાગોના પાકા રગ, ચારિત્રવિકાસના સનાતન તત્ત્વોનુ ગભીર નીરૂપણ, અને સદાચાર દુરાચારનો સામાન્ય મનુષ્યોને સમજવો પણ મુશ્કેલ પડે એવો પરમ દયાળુની સાથે સાથે અત્યત દૃઢ કલાન્યાય, એ ત્રણે એક બીજામા સુદર રીતે સાંકળી લીધેલા જોવામા આવે છે

'રજની'મા કથા બહુ ઓછી છે, પાનો ચાર જ છે, અને વળી કર્તાએ દરેક મૂલ પ્રકૃતિ અને તેના વિકાસના નિરૂપણને માટે આધ્યાત્મિક પૃથક્કરણની પદ્ધતિ અને દરેક પોતાની આપવીતી જાતે કહેતો આવે તેમ તેમ નવલકથા ગુથાતી જાય એ શૈલી સ્વીકારેલી છે આથી કરીને 'કમલાકાતેર દફતર,' 'કૃષ્ણકાન્તેર વિલ,' 'રાજસિહ,' કે 'વિષવૃક્ષ' જેટલી 'રજની' લોકપ્રિય નથી થઇ ઇ સ ૧૮૭૬ મા એ 'બગદર્શન' નામના બકિમચદ્રના માસિકમા કટકે કટકે પ્રથમ પ્રકટ થઇ અને તે પછીને વર્ષે ઘણા સુધારા વધારા સાથે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થઇ, ત્યાંથી આજ સુધીમા એ આવી પદ્ધતિ અને શૈલી છતાયે આટલી પ્રખ્યાતિ પામી છે એ જ કર્તાની પ્રતિભા અને વર્ણનશક્તિનો વિજય ગણવાનો છે

વર્ણનોની રસિક મોહકતામા તો આ નવલ એક ગદ્યકાવ્ય જેવી છે અને એની બીજી કોઇ કૃતિ કરતા ઉતરે એવી નથી રજની જન્માધ હતી, છેક બચપણમા એના માબાપ મરી જતા આ બીચારી અત્યત નિર્ધન અને ફૂલ વેચવાનો ધધો કરી મહાકષ્ટે પેટ પૂરતુ પામનાર માસામાસીને પનારે પડી હતી, કુદરતે આપેલી શક્તિઓનો અધાપાના કુદરતી એકાતમા વિકાસ થતા જે શિક્ષણ મળે તે શુદ્ધ કુદરતી શિક્ષણ જ તે પામેલી હતી પણ અધાપાની કાચલીમા સુરક્ષિત હોવાથી જ જાણે વધારે સ્પષ્ટ અને લોકોત્તર પ્રકાશવાળુ જે સરલ ઉન્નત અને દૃઢ આતર જીવન એ એકલી જ અનુભવતી હતી તેનુ વર્ણન, ફૂલોથી એને થતા આનદોલ્લાસનુ વર્ણન, શબ્દ, સ્પર્શ અને ગધની એની તીવ્ર સવેદનાનુ વર્ણન, શબ્દબાણ અને સ્પર્શબાણથી અને

એકાએક ઉદ્ભવેલા પ્રેમોન્માદનુ વર્ણન, પોતાના એકાકીપણાના દુ ખનુ વર્ણન, લવ ગલતાના સ સારનુ અને ચારિત્રનુ એનુ વર્ણન, હીરાલાલ સાથેના એના પ્રવાસનુ વર્ણન, અને છેવટ એણે પોતાને તજી જતા હીરાલાલને પોતાના હાથમાની લાકડી છૂટી મારી અને પછી જીવતા રહેવાની ભૌતિક પ્રેરણા છ ડાતી ન હતી તે છતા ગ ગાજીના જલમા પોતે આગળ આગળ વધતી ચાલી તેનુ વર્ણન, એ સર્વ ઉષાપ્રકારામા જાણે મૃદુ મૃદુ ગાન-વહન કરતા નિર્મલ પાણીના અવિનશ્વર ઝરણાઆ છે વળી ઝરણાઓ જેમ પોતાની મેળે વાકાચુ કા વળતા જાય છે, તેમ આ દરેકમા ઘટતે સ્થળે ઘટતા જ માપમા હર્ષ, શોક, આશા, નિરાશા, સ્મિત, અરુચિ, તિરસ્કાર, ક્રોધ, હાસ્ય, મુ ઝવણ, દુ ખ અને મોહના વિકાર ભળતા આવે છે કરુણરસની પરિસીમા કર્તાએ રજની ડુબતી હતી તે ઘડીના વર્ણનમા મુકી છે પણ તે એ બનાવના રજનીના પોતાના કથનમા નહી, સન્યાસી શચીન્દ્રને યોગનિદ્રા આપી તેની ઉપર જે વ્યક્તિનો અજ્ઞાત પણ સૌથી વધારે પ્રેમ છે તે રજનીના—એ ડુબતી ક્ષણમા જ દર્શન (આત્માની વિશ્વદૃષ્ટિ વડે) કરાવેછે, તે અનુભવના એના પોતાના પ્રથમ કથનમા પણ નહી, પર તુ પછી આ હઠપ્રયોગથી હલાવી નાખવામા આવેલુ મસ્તિષ્ક રોગાનુકૂળ સ સ્થિતિમા આવી પડતા ઉદ્ભ્રાત થઇ જઇ બધો વખત એ ને અ પ્રત્યક્ષ દેખ્યા કરેછ તેના વર્ણનમા —

"અકસ્માત્ સેઇખાને, પ્રભાતવીચિવિક્ષેપચપલા કલકલનાદિનિ નદી વિસ્તૃતા દેખિલામ- -જેન તથા ઉપાર ઉજ્જ્વલ વર્ણે પૂર્વદિક્ પ્રભાસિત હઇતે છે—દેખિ સેઇ ગ ગાપ્રવાહ મધ્યે, સૈકતમૂલે, રજની ! રજની જલે નામિતે છે ધીરે, ધીરે, ધીરે ! અધ ! અથચ કુ ચિતભ્રૂ, વિકલા, અથચ સ્થિરા, સેઇ પ્રભાતશાતિશીતલા ભાગીરથીર ન્યાય ગ ભીરા, ધીરા, સેઇ ભાગીરથીર ન્યાય અ તરે દુર્જ્ઞેય વેગશાલિની ! ધીરે, ધીરે, ધીરે,—જલે નામિતે છે દેખિલામ, કિ સુ દર ! રજની કિ સુ દરી ! વૃક્ષ હઇતે નવમુ જરીર સુગ ધેર ન્યાય, દૂરશ્રુત સ ગીતેર રોષભાગેર ન્યાય, રજની જલે

ધીરે–ધીરે–ધીરે, નામિતે છે! ધીરે રજનિ! ધીરે! આમિ દેખિ તોમાય તખન અનાદર કરિયા દેખિ નાઇ, એખન એકવાર ભાલ કરિયા દેખિયા લઇ ' ધીરે, રજની, ધીરે '

"આમાર મૂર્ચ્છા હઇલ ... આમિ દેખિલામ— કવલ સેઈ મૃદુનાદિની ગગા, આર સેઇ મૃદુગામિની રજની, ધીરે, ધીરે, ધીરે જલે નામિતે છે ચક્ષુ મુદિલામ તબુ દેખિલામ સેઇ ગગા, આર સેઇ રજની આવાર ચાહિલામ, આવાર દેખિલામ, સેઇ ગગા આર સેઇ રજની! દિગતરે ચાહિલામ,—આવાર સેઇ રજની, ધીરે, ધીરે, ધીરે જલે નામિતે છે ઊર્ધ્વે ચાહિલામ, ઊર્ધ્વેઓ આકાશવિહારિણી ગગા ધીરે, ધીરે, ધીરે વહિતે છે, આર આકાશવિહારિણી રજની ધીરે, ધીરે, ધીરે નામિતે છે" [જુઓ ભાષાતર પાનુ ૧૩૩]

પુરુષપાત્રોમા શચીન્દ્રના કરતા વધારે મહત્ત્વનો અમરનાથ છે ૧૮૭૦ થી ૧૯૦૦ સુધીની ત્રીશીમા સુશિક્ષિત બગાળાના વિચારવાતાવરણમા જે મોટા ફેરફાર વિવેકાનદ, બકિમચદ્ર અને કેશવચદ્ર સેન જેવા અગ્રણીઓના પ્રયાસથી થવા પામ્યો છે, તે ફેરફાર પહેલાના એ બને યુવાનો છે બને ગર્ભશ્રીમત છે, બને સુશિક્ષિત છે, બને સ્વાર્થપરાયણ જડ લાલસાઓના ઉપભોગનુ ભરેલુ જીવન ગાળે છે, એ ઉપભોગમા બને અતિ દક્ષ છે, અ ઉપભોગોથી બને અતૃપ્ત છે ખરી શાતિ, ખરુ સુખ, ખરુ જીવન શેમા હશે એ વિષે બને પશુઆના જેવા મૂઢ છે ઉદરપોષણની એકને ચિતા નથી, ને સમય હરે, મન ભરે, નીતિબળ વધારતુ જાય, અને આત્માના સ્વાસ્થ્યનો સાક્ષાત્કાર વધારે વધારે સ્પષ્ટ કરાવતુ જાય, એવુ કઈ પણ કર્તવ્ય એકેને જડતુ નથી પ્રેમની ભાવનાના ભક્ત છીએ એમ બને કહેનારા છે, પણ તે કયો પ્રેમ? લિંગી (Sexual), પ્રેમ, શુદ્ધ પ્રેમ નહી વાર્તાની શરુવાત પહેલા થોડા વખત ઉપર જ શચીન્દ્રનુ પ્રેમપાત્ર–અની પરણેલી પત્ની–મરી ગઇ છે, પણ તેને પિતા, માતા, મોટા ભાઈ,

અને સાવકી મા (**લવ**ગલતા) છે, એટલે પિતાના કુટુંબજાલમા બધાયેલો એ દિવસો કહાડે છે, પણ તેથી કઇ એનું મન ઓછુ ખાલી અને **ચ**ચલ ગણવાનુ નથી **અ**મરનાથને કોઈ કુટુબી છે નહી, અને જે બાલિકાના રૂપ ઉપર તે મોહ્યો હતો તે (**લવ**ગલતા) ને એ પરણી શકતો નથી, એટલે એ દેશ પરદેશ ભટકયા કરે છે, પણ તેથી એનુ મન વધારે ખાલી કે ચચલ ગણવાનુ નથી બને નાસ્તિક, બને સ્વાર્થપરાયણ, બને કર્તવ્યમૂઢ, બંને વિવ્હલ, બને એક ઝાડના પાન, એક જમાનાના બાળક, અને સસ્કારી જળના માછલા એ કારણથી અને એટલે દરજ્જે જ નીતિમાન રાજકીય સ્વતત્રતાના એ બને ઉપાસક, આત્મીય પરતત્રતાના પૂરેપૂરા નમૂના

જે બાલાના રૂપ ઉપર પોતે મોહ્યો હતો તે **લવ**ગલતા ઉમરમા આવતા બીજાને દેવાઇ, પણ **અ**મરનાથ જેને પ્રેમ કહેતો હતો પણ જે રૂપોન્માદ માત્ર હતો, તેનો તે એવો તો ગુલામ થઇ ગયો હતો કે તેની નીતિબુદ્ધિ મારી જ ગઇ **લવ**ગલતા એના પિતાના ઘરમા જે ઓરડામા સૂતી હતી તેમા એ મોડી રાતે ખાતર પાડીને પેઠો **લવ**ગ યુકિતપ્રયુક્તિથી લોકો એકડા કરી દીધા. **અ**મરે પ્હેરેલુ ખમીસ મ્હોએ ઓઢી લીધુ એટલે કોઇ તેને પૂરેપૂરો ઓળખી ન શક્યુ પણ **લવ**ગ તેના ઉઘાડા વાસાના મધ્યમા એક સળિયો લાલચોળ તપાવીને **ચો-ર** એવો બે અક્ષરનો ડહામ દીધા, અને એ નાસી છૂટ્યા પવિત્ર વીરયુવતીની આબરૂના જતનને પોતાનો પરમ ધમ ગણનારા લોકોએ એ વાત ત્યાને ત્યા દાટી દીધી **અ**મરનાથ દેશવિદેશ ભટકતો થઇ ગયો, પણ એક મોટો લાભ તો એને તેજ ઘડીથી થઇ ગયો, એના ચચળ મનમાના અનીતિના અકુર ડહમાયા તે ડહમાયા જ

ડહામ દેનારી **લવ**ગલતા જયા પરણી તે કુટુબની આગલી પાછલી વિષ નવરો અને ભટકતો ફરતો **અ**મરનાથ પૂરેપૂરો વાકેફગાર બને એ કુદરતી જ છે એજે દસ્તાવેજી પુરાવા પણ એકડા કર્યા **લવ**ગલતાનો પતિ **રામસદય** જે માલમિલકત ભોગવતો હતો તે તેના

પુત્રોને એક વસિયતનામા ઉપરથી મળેલી હતી  પણ એ વસિયતનામામા એ માલમિલકત મૂલ એક બીજા માણસને (**મનોહર દાસને**) ને તેના વારસોને આપવામા આવેલી હતી, **મનોહર દાસ** નવારસ ગત થાય તો તે **શચીંદ્ર** અને તેના ભાઇને મળે એવુ તેમા સ્પષ્ટ લખાણ હતુ, અને **મનોહર દાસ** નવારસ ગત થયો છે એમ માની લેવાઇને તે રામસદયના પુત્રોની થઇ હતી  **મનોહર દાસ** ગત થયેલો તો હતો જ  એનો વારસ **હરેકૃષ્ણ દાસ** પણ મરી ગયેલો હતો, પરતુ અકસ્માત **અમરનાથના** જાણવામા આવ્યુ કે **હરેકૃષ્ણ દાસને** તો એક જન્માંધ છોકરી હતી  **અમરનાથે** નિશ્ચય કર્યો કે એ આધળી છોકરી જો જીવતી જ હોય તો તેને ગમે તે પ્રકારે ઢુઢી કહાડવી  **અમરનાથ** પોતે તો આ વિષ એટલુ જ કહે છે કે નવરા જીવને ચાલો એક મોટુ કામ ઈશ્વરે બતાવ્યુ  જન્માંધ નિરાધાર છોકરીનુ ભલુ કરવા મથુ એ શુ મારા લાયકનુ કામ નહી ?  પણ આમા એના અતરની વૃત્તિ શી હશે ? શુ એના દિલમા પ્રકટ અપ્રકટ રૂપે **લવગલતા** ઉપર વેર લેવાનો હેતુ લેશ પણ નહી હોય ? કતા આ વિષે કઇ જ કહેતો નથી  **લવગલતા** પણ **અમરનાથને** એમના મેળાપોમા આ પ્રકારનો જરાયે ઇસારો કરતી નથી  વાચનારે **અમરનાથની** આ વખતની માનસિક સ્થિતિ, જેવી ઇચ્છા થાય તેવી કલ્પવી

આવો નિશ્ચય કર્યા પછી કુલકત્તે આવવા નીકળેલો **અમરનાથ** કુલકત્તા પાસેના એક ગામમા એક સગાને મળવા ગયો અને સવારમા **ગ**ગાતીર ઉપરના જગલમા ફરવા ગયા ત્યા એણે એક આધળી યુવતીને એક નીચ જાતના પુરુષના બલાત્કારમાથી ઉગારી લીધી  આ ભલુ કામ કરવા જતા એ પેલા માણસના ‘દા’ના ઘાથી ઘવાયો તો બહુ, પણ એ જ સ્ત્રી **રજની** નીકળી

‘રજની’ના હવે પછીની વાતના વિભાગમા સામાન્ય વાચનારને પૂરતો રસ પડતો જણાતો નથી  અને એની લોકપ્રિયતા ઓછી હોવામા આ પણ એક કારણ છે  આ બાકીના વિભાગમા

વાચનારને ગોટો લાગે છે, કર્તા લથડતો લાગે છે, **અમરનાથ** રજનીને પરણશે એમ કહેવાય છે, **શચીન્દ્ર** ઉપર રજનીને પરણીને મિલકત જ્યાને ત્યા રહે એમ વેતરવા દબાણ થાય છે પણ **શચીન્દ્ર**ને તે રુચતુ નથી, **લવ** ગલતા **અમરનાથ**નુ જુનુ જુનુ પાપ ઉઘાડુ કરતી નથી, રજની કાને પરણવુ છે તે ઘણા વખત સુધી બોલતી જ નથી, પોતાની મિલકત **લવ** ગલતાને આપી દેવાનુ કહે છે, વગેરે સામસામા શા વહનો અથડાય છે તે અધીર સામાન્ય વાચનારથી કઇ સ્પષ્ટ સમજાતુ નથી વાર્તા અધવચાળે આવે, પછી તેની ગતિમા વત્તી વત્તી ત્વરા આવવીજ જોઇએ જે આ આપનીતી કથનની પદ્ધતિમા કેવળ અશકય છે એ એ પદ્ધતિનો અક્ષમ્ય દોષ પણ છે

કર્તાના લક્ષ્ય ત્રણ છે રજનીના ચારિત્રનુ નિરૂપણ, **અમર**-નાથના ચારિત્રનો વિકાસ, અને **લવ** ગલતાના ચારિત્રનો વિકાસ

આપણે **લવ** ગલતાના તતુને પકડીને આખુ ઉકેલીએ યુવાવસ્થાનો કુદરતી મદ, આર્ય ગૃહિણીનુ કુદરતી શીલ, રૂપ અને લક્ષ્મીની કુદરતી હાજરી, ઇશ્વરે આપેલો બુદ્ધિપ્રભાવ, અને એક વિરલ અનુભવની છાપથી બહુ ઉપસી આવેલી આત્મશ્રદ્ધા, એ ઉપરાત આપણે **લવ** ગલતામા આરભમા શુ જોઈએ છીએ? કઈજ નહિ આ દરેક એનામા વિશેષ પ્રમાણમા છે, અને આટલા બધાનો એનામા સમન્વય છે, એ જ એની વિશેષતા **શચીન્દ્ર**ની માતા હોવાનો ડોળ રાખે છે, નિર્ધન કન્યાઓને પરણાવી દેવાના ઉદ્યમ કરે છે, પણ એ માતૃત્વ ઉપર ઉપરનુ છે પણ પોતાની માની લીધેલી લક્ષ્મી બીજા માલેકની ઠરે છે, અને **શચીન્દ્ર**ને અસાધ્ય જેવો રોગ લાગુ પડે છે, એ બે ઘા ઉપરા ઉપર વાગતા એનુ ચારિત્ર વિકસવા માડે છે, અને એનામા નિસ્વાર્થ પ્રેમ–પ્રેમપાત્રનુ યથાશકિત ભલુ (તેનુ ઇપ્સિત ભલુ, નહીં કે પોતાનુ કપોલકલ્પિત ભલુ) કરવામા જ કૃતકૃત્ય થવુ એ ભાવના અકુર ફુટે છે પોતે વર્ષોથી ભોગવતી આવેલી મિલકતની એકાએક વારસ ઠરેલી રજની ઉપર અકારણ પણ ઘણાને કુદરતી થઇ આવે એવી કોપ કે ઇર્ષ્યાની

હલકી વૃત્તિ તેને થતી જ નથી. તેના ઉપર ખરેખરી દયા આવે છે અમરનાથ રજનીને લાયક નથી જ એ બુદ્ધિ એ દયાનુ પરિણામ છે એ લગ્ન થાય અને મિલ્કત તેઓ કબ્જે લે એ ભવિષ્ય એને દુખકર લાગે છે, તે એથી કરીને પોતાના કુટુબીઓને દુખ થાય તેને લીધે છે, માત્ર પોતાના સ્વાર્થને લીધે નથી પરતુ એ લગ્ન અટકાવવાને માટે પણ અમરનાથનુ છિદ્ર જાતે રજનીને કહેવુ એ તો એને નીચપણાનુ કૃત્ય જણાય છે, અને એમ કરતા એ ખચાય છે એમ કરવા લલચાય છે ખરી કે? એમ કરવાની એ અમરનાથને ધમકી આપે છે ખરી કે? કર્તાએ આ વાત બાધે ભારે રાખી છે છેવટ સુધી એ એમ કરતી નથી જ, એટલુ જ સ્પષ્ટ છે

પછી તો એના ઉપકારોથી દબાયેલી અને એની દયાથી આકર્ષાયેલી રજની લવગની આગળ પોતાના હૃદયનો પડદો ઉઘાડી નાખે છે શચીન્દ્ર ઉપરનો પોતાનો નિસીમ પ્રેમ જણાવે છે, સાથે અમરનાથે પોતા ઉપર એવા મોટા ઉપકાર કરેલા છે કે એ ફરમાવે છે તો પોતે એને શી રીતે ના કહી શકે, એ પણ જણાવે છે પરતુ શચીન્દ્ર અને એના વ્હાલાઓનુ પોતાથી બનતુ ભલુ કરવાની ખાતર મિલ્કત તેમને આપી દેવા માગ છે એ પણ જણાવે છે, અને આવા ઠરાવ ઉપર એ આવી છે તેમા આ પ્રકટ હેતુ ઉપરાત બીજો અપ્રકટ હેતુ પણ રહયો કેમ ન હોય? અમરનાથ એને પરણવાની ઇચ્છા કરે છે તે એની પોતાની ખાતર કે એની મિલ્કતની ખાતર? એ પ્રકારનો સશય પણ એના મનમા કેમ ન હોય? માટે (એ નિશ્ચય કરતી હોય કે) લાવને એ મિલ્કત જ આપી દઉ એટલે એ મોટો સશય તો પતે પછીની વાત પછી

રજની અને અમરનાથના સમાગમથી લવગ રજનીને અમરની અને અમરને રજનીની દૃષ્ટિથી જોતા પણ શીખે છે અમરનાથને વિષે એનો મત સુધરે છે. એના ઉપર ભાવ થતો આવે છે અમરનાથમે લવગ રજની અને શચીન્દ્રના

સુખદુ ખને। નિર્મલ અનુભવ થતો જાય છે તેમ તેમ એની પ્રેમશક્તિ વિકસે પણ છે દરમિયાન શચીન્દ્રના આત્માને તેના ઉપરના રજનીના અગાધ પ્રેમનુ દર્શન કરાવાય છે આથી શચીંદ્રના દિલમા રજની ઉપર પ્રેમ રોપાય છે અને તે એવો દૃઢમૂલ રોપાય છે કે તેને ઉગવા દેવામા આવે તો જ શચીંદ્ર પાછો સાજો થાય આમા વાધા કે વિરૂદ્ધતાનો સભવ માત્ર અમરનાથ તરફથી હતો પણ ખરા પ્રેમમા બ પ્રેમીઓ વચ્ચે એક પ્રેમપાત્ર માટે સ્પર્દ્ધા હોઇ શકે શુ ? પ્રેમપાત્ર પોતે એ બેમાથી જેનુ પ્રેમી હોય તેને તે એ બીજો સમર્પણ કરી જ દે [ જુવો, ખડ ૫ મો, પ્રકરણ ૧ લુ ] અમરનાથને ખાત્રી થાય છે કે "રજની શચીદ્રની, શચીંદ્ર રજનીનો, વચ્ચે હુ કોણ ?" એણે પોતાની મિલકત પણ શચીદ્રને આપી દીધી અને ચાલ્યો ગયો લવગલતાને એના ઉપર ભાવ થવા માડ્યો હતો તે વધી ગયો એટલે સુધી વધ્યો કે તે પ્રેમ જ કહેવો પડે અમરનાથના પાપનુ આ પ્રમાણે સપૂર્ણ નિવારણ થઇ તે લવગલતાના ચિદાકાશમા પણ નિષ્કલક બન્યો વાસા ઉપરનો ડહામ નિર્જીવ થઇ ગયો આ દેહ ઉપર તો—આ ભવમા તો—એ ડહામ રહેવાનો જ, પણ તેથી શુ ? કેવળ રૂઢિજ્ઞાની લવંગલતાને તો આ અનુભવાતો ભવ માયારૂપ હતો, શબ્દપ્રમાણસિદ્ધ ભવપરપરા જ સત્ય હતી અમરનાથ ઉપરના પ્રેમાકુરને પણ તેણે આવતા ભવ માટે જ સ્થાન આપ્યુ ' લોકાતરે હુ તમને જ વરીશ," એ લવગલતાનું છેલ્લુ વાક્ય—જો કે આર્ય ગૃહિણીની પાતિવ્રત્ય ભાવનાને લીધે એ વાક્યમા પણ તેને આ લોકના પતિ તરફ બેવફાદારીનો સ્પર્શ લાગતા, એ વાક્ય તેણે અધુરૂંજ રાખ્યુ.

કર્તાએ વાર્તાનુ જે છેવટ આણ્યુ છે તેમા વિજયી પ્રેમના પ્રકાશની પાછળ કરૂણરસની છાયા રહેવા દીધી છે પણ એ છાયામાથી એણે લવગલતાને તો આ પ્રમાણે ઉગારી લીધી છે પોતાના વૃદ્ધ સ્વામી ઉપર પોતાની ભક્તિ સપૂર્ણ છતા એ ભક્તિ તે

પ્રેમ નથી, એ પ્રમાણેનો અસંતોષ કર્તાએ એના દિલમા ઉત્પન્ન કર્યો છે પણ તેની સાથે મારા પ્રેમને માટે **અમરનાથ** ખરેખરૂં લાયક પાત્ર છે અને અમારા બેનો પ્રેમસંયોગ લોકાતરે થવાનો જ એ પ્રકારની પ્રતીતિ પણ લવંગલતાના દિલમા ઉત્પન્ન કરીને કર્તાએ એને અશાન્તિમાથી ઉગારી લીધી છે પરંતુ **અમરનાથને** કર્તાએ કરૂણ રસની છાયામા જ રહેવા દીધો છે **અમરનાથને** ખરી શાતિના બે માર્ગ ખુલ્લા હતા લોકાતરમા શ્રદ્ધાળુનો માર્ગ, સ્ત્રીપુરૂષના કે વ્યકિત વ્યકિતના સ્નેહને મોહ ગણતા પણ સાથે પ્રાણીમાત્ર પ્રતિ દરેક પ્રાણીની યોગ્યતા પ્રમાણે મૈત્રી અને મુદિતાના ભાવવાળી બધુતા વિકસાવવા મથતા ખરા સન્યાસીનો માર્ગ પરતુ આમાથી પહેલો માર્ગ **અમરનાથને** લાયકનો નહોતો, અને બીજા માર્ગને—ખરા સન્યાસને-અમરનાથ પોતે લાયક નહોતો

રજની શચીન્દ્ર પરણ્યા પછી જન્માધ રજની દેખતી થઇ, અને એમનું સસારસુખ પૂર્ણ કલાએ વિલસ્યું. પ્રેમની આગળ વાતોન્માદ હાર્યો એટલુંજ નહિ પણ કુદરત પણ હારી ગઇ

કોઇ કહેશે, જન્માધ તે વળી દેખતી થાય ? લોકાતર કેવા ? વળી યોગનિદ્રા—આત્માની વિશ્વદૃષ્ટિ-તેમાથી પ્રેમ-બીજારોપણ-તેમાથી ઉન્માદ—અને પ્રેમપ્રાપ્તિથી ઉન્માદશાન્તિ-એક પછી એક ગપાટા જ હાકયા છે અરે હારે, વળી એમ પણ કહ્યુ છે કે જગતમા દૃશ્યો પ્રેમ જ ઘણો છે, અને એકનો બીજા ઉપર પ્રેમ છે એવી બીજાની પ્રતીતિ થતા તેનો પણ પહેલા ઉપર પ્રેમ થાય એવો પ્રેમનો સનાતન નિયમ છે આ સર્વ વિષે એટલુ જ કહેવુ છે, કે આ બધુ કે એમાનુ કંઇ એક પણ વાચનાર માને એવો કર્તાને લેશ પણ આગ્રહ છે નહીં આ વિષે એણે જે લખ્યુ છે તે એને ન્યાયની ખાતર ધ્યાન દઈને વાચવુ ઘટે છે એને આગ્રહ એટલો જ છે કે જ્ઞાન અનત છે, અને આપણા જાણવામા અમુક ચીજ આવી નથી માટે તે હોઇ શકે જ નહિ, એ તો દલીલ નહિ પણ કેવળ મિથ્યાલાપ છે આનો પ્રતિવાદ થઇ શકે છે ખરો કે અમુક ચીજ આપણા જાણવામા આવી નથી, છતા

તે હોઇ શકે, માટે તે ખરી જ છે, એ પણ દલીલ નહિ પણ કેવળ મિથ્યાલાપ છે હશે નવલકથા કે તેનુ ટુકુ અવલોકન આવા ગભીર વિષયોની ચર્ચા માટે ઘટતુ સ્થળ નથી, એ અભિપ્રાયમા તો આપણે સર્વ એકમત થઇ શકીશુ

છેવટ, બે કડવા વાકય લખવાનુ કર્તવ્ય પ્રાપ્ત થાય છે 'રજની'નો આ પહેલા ઓગણીશ વર્ષ ઉપર એક ગુજરાતી તરજુમો સ્વ૦ **નારાયણ હેમચદ્રનો** રચેલો પ્રગટ થયો છે પણ તે કેવો છે? ભૂલો અને અનર્થક ફેરફારોનો ભરેલો રજનીનુ નામ **માણેક** પાડયુ છે, **લવ**ગલતાના **મો**તી શેઠાણી કર્યા છે, કલકત્તાનુ **મુ**ંબાઇ કર્યુ છે, અને એ પ્રમાણે નવલમાના લગભગ દરેક સ્ત્રી પુરૂષ અને સ્થલના નામ ફેરવ્યા છે રજનીનો પહેલો વર અટલ અડગ એકલવીર બાબુ—**રાજબાઇ ટાવર** છે રજનીનો બીજા બાલવર ગાઢિયાખાઉ કહાનજી છે એ તો જાણે ઠીક પણ **ગ**ગાજીનો સમુદ્ર થઇ ગયો છે અને ઉપર ટાકેલા **બ**ગાળી ઉતારામા

"ઊર્ધ્વે ચાહિલામ—ઊર્ધ્વેઓ આકાશવિહારિણી ગગા" ઇત્યાદિનો તરજુમો કર્યો છે કે,

"ઊંચે જોયુ તો **ઉ**પર પણ સમુદ્રમા આકાશવિહારી ભરતી થાય છે" ઈત્યાદિ

**અમરનાથ** "લવગલતાર હસ્તલિપિ ભૂલિયા જાઇતે છિ" કહે છે તેમા હસ્તલિપિ તે એને હાથે દેવાયલો ડહામ છે તેને બદલે "મોતીનો કાગળ" એમ અક્ષરવળગુ તરજુમો કર્યો છે "જરા પડે આઘો પાછો થયો હતો" જોઇએ તે ઠેકાણે "જરા વરમા રૂપીયા થયા હતા" લખ્યુ છે "આડો થઈશ નહિ" કે "આ વાતની ના કહીશ નહિ" જોઇએ ત્યા "નારાજ થઇશ નહી" છે સન્યાસી **શચીદ્રને** કહે છે "જે કોઇ તમારી જાણમા નહિ પણ તમને અત્યારે સૌથી વધારે ચહાતુ હશે તેના દર્શન તમને થશે, જે અત્યારે તમને ચ્હાતુ નથી, હવે પછી ચ્હાવાનુ હશે તેના

દર્શન કરાવવા એ અમારી વિદ્યાની ગતિની બહાર છે" આને બદલે **નારાયણે** લખ્યુ છે "જે તમને હમણા ચ્હાતી ન હોય તે ભવિષ્યમા ચ્હાય એમ કરી આપવુ મારી વિદ્યાથી બહાર છે" આવી આવી ભૂલો એટલી બધી છે કે **નારાયણની 'માણેક'**ને 'રજની'નો તરજુમો ખરી રીતે કહેવાય કે કેમ એ શક પડતુ થઇ જાય છે બેશક, સારો તરજુમો તો એને કોઇ કહી શકશે નહીં સૌથી મોટી વિવેકક્ષતિ અને અનર્થપરપરા તો એ છે કે એમણે **માણેક**ને ફુલવાળીને બદલે દરણુ દળનારી બનાવી છે આથી જ્યા જ્યા ફુલની વાતો, ફુલની ઉપમાઓ, આદિ આવે છે, અને આ નવલકથામા એ કેટલે બધે સ્થળે અને કેવી સુદર રીતે આવે છે તે સહેજમા જોઇ શકાય એવુ છે ત્યા ત્યા કા તો એમને એટલુ છોડી દેવુ પડ્યુ છે, અથવા તો ફેરવવુ કે મરડી નાખવુ પડ્યુ છે, અગર એમનુ એમ રાખ્યુ હોય છે ત્યા પણ એ ભાગનુ ઔચિત્ય ઘણુ ઘટી જાય છે.

આ નવા તરજુમાનો ઘણોખરો ભાગ મે જાતે મૂલની સાથે વાક્યે વાક્યે સરખાવી જોયો છે અને તેમ કરતા વારવાર કર્તાઓની સાથે એમનુ રચેલુ પ્રતિબિબ મૂલને જેમ બને તેમ મળતુ આવે એવુ કરવાના આશયથી પુષ્કળ ચર્ચા કરી છે આમ અમે ત્રણેયે જે કઈ સમય ગાળ્યો છે તેનુ સ્મરણ આનદદાયક છે. આથી તરજુમો કાઈ સ્થળે બગડયો પણ હોય એ છેક અસભવિત તો નથી પણ અર્થ અને ભાવની શુદ્ધિને માટે જેટલો શ્રમ આ કામની પાછળ લેવાવો જોઇએ તેટલો લેવામા આવ્યો છે, અને તે પણ શોખથી બાકી એક ભાષાનો મરોડ બીજીમા અને **બકિમચદ્રની** શૈલી બીજા કોઇને હાથે મૂલવત્ તો ક્યાથી જ ઉતરી શકે?

પુણા, ૪-૧૦-૧૫ **બલવતરાય કલ્યાણરાય ઠાકોર**

---

આ પુસ્તક વાચવાનુ શરૂ કર્યા પહેલા શુદ્ધિપત્ર અને ટિપ્પણમા નોંધેલા ફેરફારો કરી લેવા વાચકોને વિનતી કરીએ છીએ

**ભાષાંતર કર્તા**

# રજની.

## ખંડ ૧ લો.

## રજનીનું કથન.

### પ્રકરણ ૧ લુ.

તમારા સુખદુખથી મારુ સુખદુખ નહિ મપાય. તમે અને હુ નોખી પ્રકૃતિના છીએ મારા સુખથી તમે સુખી નહિ થાઓ–મારૂ દુખ તમે નહિ સમજો–હુ એક નાની સરખી જૂઇની ગધથી સુખી થઇશ, અને સોળે કળાએ ચન્દ્ર, મારી આખ આગળ, હજારો તારાઓથી વીંટાયલો, ખીલી રહે, તો પણ સુખી નહિ થાઉ મારો વૃત્તાત તમે મન દઇને સાભળશો કે? હું જન્માધ છુ.

શી રીતે સમજાય? તમારૂ જીવન દૃષ્ટિમય છે––મારૂ જીવન અધકાર છે–દુ.ખ એ છે કે, મને

એ અંધકાર તરીકે જણાતું નથી મારી આ બંધ આંખે એ જ અજવાળુ છે. નથી ખબર કે તમારૂં એ અજવાળુ કેવુ છે?

એથી મારે કંઇ સુખ નથી? ના ના. એમ નથી. સુખદુ:ખ સંબંધે તમારી અને મારી સ્થિતિ લગભગ સરખી છે. તમે રૂપ જોઇ સુખી થાઓછો, તો હુ શબ્દ સાભળી સુખી થાઉ છુ જુઓ, આ નાની નાની જૂઈની દાડલીઓ કેટલી ઝીણી છે, અને મારા હાથમાની આ સોયની અણી એથી પણ કેટલી વધારે ઝીણી છે! હુ આ સોયની અણીથી, એ ઝીણી ઝીણી ફુલની દાડલીઓ વીંધી માળા ગુથુ છુ-નાનપણથી મે માળા જ ગુથી છે-કોઇએ કદી મારી ગુથેલી માળા જોઇને કહ્યુ નથી કે ગુથનારૂ આંધળુ હશે

હુ માળા જ ગુંથુ. બાલિગંજને છેવાડે મારા પિતાએ એક ફુલવાડી રાખી હતી-એ જ એમની જીવાઈ હતી ફાગણ માસથી માડીને જેટલા દી' ફુલ ખીલે, તેટલા દી' પિતા હરરોજ ત્યાથી ફુલ વીણી લાવી દે, ને હુ માળા ગુથી દઉં. પિતા માળા લઇને રાજનગરને રસ્તે રસ્તે વેચે. માતા ઘરકામ કરે નવરાશની વેળાએ માતાપિતા બેઉ મારી સાથે માળા ગુથવા લાગે

ફુલનો સ્પર્શ બહુ મઝાનો છે-પહેરવામા ફુલ, હું જાણુ, બહુ મઝાના હશે-સુઘવામા તો ખૂબ મઝાનાં છે જ. પણ ફુલ ગુથ્યે દી' નીકળે નહિ

ફુલ, અન્નનાં ઝાડે થતાં નથી. એટલે પિતા છેક નિર્ધન હતા. મીરઝાપુરમા એક સાધારણ માટીના ઓરડામા રહેતા. તેના જ એક ખૂણામા ફુલ બિછાવી, ફુલની ઢગલીઓ કરી, ફુલનો પથારો કરી, હું ફુલ ગુથુ. પિતા બહાર જાય કે ગાઉ –

"મારી આટલી હોંશની પ્રભાતે, બે'ની !
ખીલી નહિ કો કળી–"

અરે પ્રભુ ! હજી સુધી મેં કહ્યુ નથી કે હુ પુરુષ છું કે સ્ત્રી ! છતા, આટલી ઘડીએ જેને નથી સમજાયું, તેને ન કહેવું જ ઠીક છે હુ હવે નહિ કહુ

પુરુષ હોઉ કે સ્ત્રી હોઉં–જેને આખ નહિ તેના વિવાહની ભારે પચાત ! મારે આખ નહિ એટલે મારા વિવાહ ન થયા એ તે દુર્ભાગ્ય કે સૌભાગ્ય એ, જે આખ ખોઈ બેઠુ નથી, તે જ સમજે. ઘણીય કટાક્ષના રગની રસિયણ મારા અખડ કુવારાપણાની વાત સાંભળી બોલી ગઈ છે– "આહા ! હુ પણ જો આધળી હોત !"

વિવાહ ભલે ન થતા–એમા મારે દુખ નહોતુ હુ ઇચ્છાવર વરી હતી એક દી' પિતા પાસે હુ કલકત્તાનુ વર્ણન સાભળતી હતી એમા આવ્યુ કે 'મોન્યુમેન્ટ' બહુ ભારે કામ છે !– બહુ ઉચો, અટળ, અચળ, તોફાનમા ભાગે નહિ, ગળામા 'ચેન' ( Chain ), એકલો એકલો જ બાબુ* !

* અહી બાબુ શબ્દ ફક્કડના અર્થમા વપરાયા છે

મનમા મનમાં હું મોન્યુમેન્ટને પરણી. મારા સ્વામીથી મોટુ કોણ? હુ મોન્યુમેન્ટમહિષી છું!

હું કાઇ એક જ વાર નથી પરણી! જયારે મોન્યુમેન્ટને પરણી, ત્યારે મારી ઉમ્મર પંદર વરસની હતી. સત્તર વરસની ઉમ્મરે, કહેતા લાજું છુ, સધવા-અવસ્થામાં જ ફરી એકવાર પરણી બેસાયુ અમારા ઘરની પાસે, કાલીચરણ બસુ નામે એક કાયસ્થ રહેતો. ચીના બજારમા તેની એક રમકડાની દુકાન હતી. એ કાયસ્થ, અમે પણ કાયસ્થ-એટલે કાઈક ઘરવટ થઇ હતી કાલીચરણને એક ચારેક વરસનો બાળક પુત્ર હતો એનુ નામ વામાચરણ. વામાચરણ હમેશા અમારે ઘેર આવતો. એક દી' એક વર, વાજતે ગાજતે, ધીમે ધીમે વહેતા તોફાનની પેઠે, અમારા ઘર સામેથી પસાર થતો હતો એ જોઈ વામાચરણે પૂછ્યુ.-"ઇ છુ ઈ?"

મે કહ્યુ. "ઈ વર" વામાચરણે તરત રોવા માડ્યુ.-"હુ વલ થઈચ"

એને કોઇ રીતે છાનો ન રાખી શકી એટલે મે કહ્યુ.-"રો મા-તુ મારો વર!" એમ કહી એક પેડો એના હાથમા દઇ મે પૂછ્યું-"કેમ તુ મારો વર થઈશ?" બાળક પેડો હાથમાં મળતા, રોતો રહી જઈ, બોલ્યો.-"થઈચ"

પેડો પૂરો થઈ રહ્યો કે ક્ષણેક વારે બાળક બોલ્યો.-"હે, વલ છુ કલે, હે'?" જાણુમાં, એની પક્કી ખાતરી થઈ ગઈ હતી કે વર છે તે બસ

પેંડો ખાય. જો એમ હોય તો તે બીજો એક શરૂ કરવાને તૈયાર હતો મનનો ભાવ જાણી હું બોલીઃ-“વર છે તે ફુલ ગોઠવી દે.” વામાવરણ સ્વામીનું કર્ત્તવ્ય-અકર્ત્તવ્ય જાણી લઇ, ફુલ ગોઠવી ગોઠવી મારા હાથમાં દેવા લાગ્યો. તે વખતથી હુ એને વર કહું છું-એ મને ફુલ ગોઠવી દે છે.

હુ આ બે વાર પરણીછુ. હવે આ જમાનાની જટિલા-કુટિલાગણને મારે પૂછવાનુ કે,-હુ સતી કહેવાઉં ખરી કે?



## પ્રકરણ ૨ જું.



મોટે ઘેર ફુલ પહોચાડવા એ મોટી મુશીબત છે આગલા જમાનાની માલણ માશી રાજમહેલમા ફુલ પહોચાડી મસાણમા ગઈ હતી ફુલનુ મધ ખાધુ વિદ્યા-સુદરે, માર ખાધો હીરા માલણે-કેમકે એ મોટે ઘેર ફુલ પહોચાડતી સુદરને તો, એ ને એ રામરાજ્ય થઇ રહ્યુ, પણ માલણને, કાઇ માર ખાધો ન ખાધો ન થયો.

પિતા તો “વેલ-ફુલ” પુકારી, રસિક ભુવનોમા ફુલ વેચતા, મા એક બે અરસિક ભુવનોમા ફુલ નિત્ય પહોચાડતી તેમાં રામસદય મિત્રનુ ઘર જ મુખ્ય હતુ રામસદય મિત્રને સાડાચાર ઘોડા હતા-

( છોકરાના છોકરાનુ એક ટટ્ટુ, ને આખા ચાર )-સાડાચાર ઘોડા-ને દોઢેક ગૃહિણી એક આખી, એક નિત્યમાદી અને ઘરડીખખ એનુ નામ ભુવનેશ્વરી-પરન્તુ એના ગળાના ખોખો અવાજ સાભળી રામમણિ સિવાય બીજુ કોઈ નામ મારા મનમા આવતુ નહિ

અને જે એક પૂરી ગૃહિણી, તેનુ નામ લવગલતા લવગ-લતા લોકો કહેતા, પરન્તુ એના બાપે નામ રાખ્યુ હતુ લલિત-લવગ-લતા, અને રામસદય બાબુ લાડમા કહેતા-લલિત-લવગ-લતા-પરિશીલન-કોમલ-મલય-સમીર રામસદય બાબુ ઘરડા હતા, ઉમ્મર વરસ ૬૩ લલિત-લવગ-લતા નવજુવાન હતી, ઉમ્મર વરસ ૧૯, બીજી વારની સ્ત્રી, આદરની આદરિણી, ગૌરવની ગોરવિણી, માનની માનિની, આખની કીકી, સોળ આના ગૃહિણી એ, રામસદયની, તીજોરીની ચાવી, બીછાનાની ચાદર, પાનનો ચૂનો, ગ્લાસનુ જળ, હતી એ, રામસદયની, તાવમા ક્વિનાઇન, ખાસીમા ઇપિકાક, શરદીમા કલાનલ, અને સુવાણુમા શીરો, હતી

આખ ન મળે લલિત-લવગ-લતાને કોઇ દી' જોવા ન પામી,-પણ સાભળ્યુ છે કે, એ રૂપાળી છે. રૂપ રહ્યુ-ગુણ સાભળ્યા છે લવગ ખરેખર ગુણિયલ છે-ઘરકામમા 'કુશળ, દાનમા છૂટા હાથની, હૃદયમા સરળ, ફકત વાણીમા વિખ જેવી. લવગ-લતાના અપાર ગુણમા એક એ હતો કે, તે ખરેખર

દાદા જેવડા એ સ્વામીને ચાહતી-કોઈ પણ નવ-જોબનના નવજુવાન સ્વામીને એવો ચાહતી હશે કે નહિ એ શકા છે. ચાહતી, એટલે તેને જુવાન શણગારતી. એ શણગારનો રસ કોને કહુ ? પોતાને હાથે દરરોજ ધોળા વાળને કલપ લગાડી ઓળીને મઝાના કરતી જો રામસદય લાજનો માર્યો કોઈ દી' કોર વગરનુ ધોતિયુ પહેરતો, તો લવંગ પોતાને હાથે તે કઢાવી નાખી, ફેરી કોરનુ, પટ્ટી કોરનુ, બુટ્ટા કોરનુ પહેરાવી દેતી-મલમલનુ ધોતિયુ, એ જ ઘડિયે, વિધવા છે, ગરીબ છે એવાને દઇ દેતી રામસદય ઘરડી ઉમ્મરે, અત્તરની શીશી ભાળી ભડકીને ભાગતો-લવગલતા, એ ઉઘમા હોય ત્યારે એને આખે અગે અત્તર લગાડી દેતી રામસદયના ચશ્મા, લવગ ઘણુ ખરૂ ચોરી લઈ ભાગી નાખતી, સોનુ રહે તે, જેને દીકરી પરણાવવાની ફીકર હોય તેને, દઇ દેતી રામસદયના નસ્કોરા બોલ્યે, લવગ એકસામટાં છ ઝાઝર કહાડી, પહેરી કરી, આખા ઘરમા ઝમ્-ઝમ્ કરી મૂકી, રામસદયની ઉઘ ઉડાડી દેતી

લવગલના અમારા ફુલ વેચાતા લેતી-ચાર આનાના ફુલ લઇને બે રૂપિયા મૂલ દેતી એનુ' કારણ, હુ આંધળી એ. માળા મળ્યે, લવગ ગાળ દેતી કહેતી-આવી ભુડીભુખ માળા મને દેછ શુ કરવા? પરન્તુ મૂલ દેવા ટાણે બેવડિયા પૈસાની ભેળો ભૂલમા રૂપિયો દઈ દેતી પાછો દેવા ગયે કહેતી—એ મારો રૂપિયો નથી—બીજીવાર બોલવા

ગયે ગાળ દઈ કાઢી મૂકતી. એના દાનની વાત મોઢે આણ્યે મારવા આવતી. ખરેખર, રામસદય બાબુનું ઘર નહોત તો અમારા દી' નીકળત નહિ. તોયે જે નિત્ય નભે તે સારૂ ગણી મા લવંગ પાસેથી ઝાઝું લેતી નહિ દી' નીકળે એટલાથી જ અમારે સંતોષ હતો લવગલતા અમારી પાસેથી ઢગલાબંધ ફુલ વેચાતા લઈ રામસદયને શણગારતી. શણગારી, કહેતી "જુઓ, રતિપતિ!" રામસદય કહેતો, "જુઓ અંજનાનંદન!" આ વૃદ્ધ—જુવાનમા મનનો મેળ હતો—અરીસાની પેઠે બેઉ જણ એક બીજાનુ મન જોવા પામતા તેમના પ્રેમની પદ્ધતિ આવી હતી.—

રામસદય કહેતો.—"લલિત-લવંગ-લતા પરિશી—?"

લવંગ —"જી દાદા ગાહેબ, દાસી હાજર છે"

રામસદય —"હુ જો મરૂ?"

લવંગ —"તો હુ તમારો 'વિષય*' ખાઇશ" લવંગ મનમા મનમા કહેતી, "હુ વિષ ખાઈશ." રામસદય, એ મનમા મનમા જાણતો

લવંગ આટઆટલા રૂપીઆ દેતી, તોપણ મોટે ઘેર ફુલ પહોચાડવા એમા અમને દુ:ખ શેનુ? સાભળો

એક દી' માને તાવ આવ્યો હતો અંતપુરમા, પિતાથી જવાય નહિ—ત્યારે મારા વગર બીજુ કોણ લવંગલતાને ફુલ દેવા જાય? હુ લવંગને માટે ફુલ

* વિષય=મિલકત

લઇને ચાલી. આધળી હોઉં, ગમે તેવી હોઉં-કલકત્તાના રસ્તા બધા મારે નખદર્પણ થઇ ગયા હતા હાથમાં લાકડી ને હુ બધે ઠેકાણે જઈ શકતી, કોઈ દી' ગાડી ઘોડાની અડફટમા આવી નહોતી. હા, ઘણીવાર રાહદારીની સાથે અથડાઇ પડી છુ ખરી—એનું કારણ કોઇ કોઈ, જુવાન આંધળી ભાળી અવાજ કરે નહિ, ઉલટા બોલે, "ઓ મૂઇ ! દેખતી નથી ? આંધળી છે શુ ?" હું મનમા કહેતી, "એઉ"

ફુલ લઈ જઈ હુ લવગ પાસે ગઈ. જોઇને લવગ બોલી.-"કેમરે આંધળી-પાછી ફુલ લઈ મરવા શીદને આવી છે ?" આધળી કહ્યે મને હાડોહાડ લાગી જતી—હું કઈક ખરાબ જવાબ દેવા જતી હતી, એવામા ત્યા આગળ ઓચિતો કોઇનો પગરવ સભળાયો—કોઈ આવ્યું જે આવ્યુ, તે બોલ્યુ .-"આ કોણ નાની મા ?" નાની મા ! ત્યારે તો, રામસદયનો પુત્ર. રામસદયનો કયો પુત્ર ? મોટા પુત્રનો કઠ એક દી' સાંભળ્યો હતો. એ આવો અમૃતમય નથી આવી રીતે કર્ણવિવર ભરી, સુખ રેડી દેતો નથી. જાણ્યું કે આ નાના બાબુ છે.

નાની મા બોલી-આ વખત બહુ કોમળ કઠે બોલી —"એ આધળી ફુલવાળી."

"ફુલવાળી ! મે જાણ્યુ કોઈ ગૃહસ્થના ઘરની સ્ત્રી છે"

લવંગ બોલી —"કેમ, ફુલવાળી હોય એટલે શું ગૃહસ્થના ઘરની સ્ત્રી ન હોય ?"

નાના બાબુ ઝંખવાણા પડયા, બોલ્યા.—"ન હોય શું કરવા? તેમા આ તો ગૃહસ્થના ઘરની સ્ત્રી જેવી જ લાગે છે. તે એ આંધળી થઈ શાથી?"

લવંગ.—"એ જન્માંધ છે"

નાના બાબુ.—"જોઉ?"

નાના બાબુની વિદ્યામા મોટી ખ્યાતિ હતી. તેઓ બીજી કેટલીક વિદ્યા, જેવી મહેનત લઇ શીખ્યા હતા, તેવી જ મહેનત, તેમણે પૈસાની અપેક્ષા રાખ્યા વગર, વૈદ્યકશાસ્ત્રમા પણ લીધી હતી લોકો જાહેર કરતા કે શચીન્દ્ર બાબુ ( નાના બાબુ ) ગરીબ ગુરબાનું મફત ઓસડ કરવા ખાતર વૈદું શીખે છે "જોઉ" કરી એમણે મને કહ્યુ.—"એકવાર, ઉભી થા તો જોઉ!"

હુ સૂનમૂન થઈ ઉભી રહી

જોઉ શુ રાખ!

"મારી તરફ આખ ફેરવ"

આંધળી આંખે મે શબ્દભેદી બાણ માર્યું નાના બાબુને મનપસદ થયુ નહિ તેમણે મારી દાઢી ઝાલી મ્હો ફેરવ્યુ

ડાકતરીના કપાળમા પૂળો મૂકુ! એ ચિબુક-સ્પર્શે હું મૂઈ!

એ સ્પર્શ પુષ્પમય હતો એ સ્પર્શમા જૂઈ, જાઇ, મોગરો, ચમેલી, બોરસલી, ગુલાબ શેવતી,-

બધા ફુલની મને વાસ આવી  મને લાગ્યુ-મારી આસપાસ ફુલ છે, મારે માથે ફુલ છે, મારે પગે ફુલ છે, મારા વસ્ત્રમા ફુલ છે, મારી છાતીની અ દર ફુલનો ઢગલો છે. આહા! વારી જાઉ! કયા વિધાતાએ આ કુસુમમય સ્પર્શ ઘડયો છે! મે કહ્યુ જ છે કે અ ધનુ સુખદુ ખ તમે નહિ સમજો આહા! વારી જાઉ!—એ નવનીતસુકુમાર—પુષ્પગ ધમય વીણાધ્વનિવત્ સ્પર્શ! વીણાધ્વનિવત્ સ્પર્શ, જેને આખો છે તે, સમજશે શી રીતે? મારૂ સુખદુ ખ મારી ભીતર જ ભલે રહ્યુ  જ્યારે એ સ્પર્શ સાભરતો, ત્યારે હુ શા શા વીણાધ્વનિ કાને સાભળતી તે તમે, વિલોલકટાક્ષકુશલિની, શુ સમજશો?

નાના બાબુ બોલ્યા -"ના, આ આધળીને સારૂ નહિ થાય"

મને જાણે એ માટે ઉઘ ન આવતી હોય ને!

લવ ગ બોલી—"ન થાય તો નહિ રૂપિયા ખરચ્યાથી શું આધળીના વિવા' ન થાય?"

નાના બાબુ - 'કેમ, આના વિવાહ નથી થયા શુ?"

લવ ગ.—"ના રૂપિયા ખરચ્યાથી થાય ખરા?"

નાના બાબુ.—"આપ શુ આના વિવાહ માટે રૂપિયા આપશો?"

લવ ગ ખીજાઈ બોલી:—"આવો છોકરો કોઈ દીઠો નહિ! મારે શુ રૂપિયા રાખવાની જગ્યા નથી? વિવા' થાય ખરા?-એટલુ જ પૂછુછુ. બાઈ માણસ, બધી વાત તો જાણું નહિ. વિવાહ થાય ખરા?"

નાના બાબુ નાની માને ઓળખતા. હસીને બોલ્યા.—"તે મા તમે રૂપિયા રાખો. હુ સબંધ કરી દઈશ."

મનમા મનમા લવ ગલતાનુ માથુ વાઢતી વાઢતી હુ એ જગ્યાએથી નાઠી

તેથી જ કહેતી હતી કે, મોટા માણસને ઘેર ફુલ પહોચાડવા એ મોટી મુશીબત છે

* * *

બહુમૂર્તિમયિ વસુધરે! તું દીઠે કેવી છે? તુ જે અસખ્ય, અચિન્તનીય શક્તિ ધરાવે છે, અનતવૈચિત્ર્યવિશિષ્ઠ જડ પદાર્થો હૃદયમા ધારણ કરે છે, તે બધા દીઠે કેવા છે? જેને જેને લોકો સુદર કહે છે, તે બધુ દીઠે કેવુ છે? તારા હૃદયમા જે અસખ્ય નાના પ્રકારના જતુગણ વિચરણ કરે છે, તેઓ બધા દીઠે કેવા છે? બોલ માતા, તારા હૃદયના સારભૂત, પુરુષજાતિ, દીઠે કેવી છે? દેખાડ મા, તેઓમાના જેના કરસ્પર્શમા આટલુ સુખ છે, તે દીઠે કેવો છે? દેખાડ મા, દીઠે કેવુ દેખાય? દેખવુ શુ છે? દેખવુ કેવુ છે? દીઠે કેવુ સુખ થાય? એક પળવાર, શુ હુ, આ સુખમય સ્પર્શ જોવા ન પામુ? દેખાડ મા! બહારના ચક્ષુ મીંચાયલા રહે તો ભલે મા! મારા હૃદયની અદર ચક્ષુ ઉઘાડી દે, હુ એક વાર અતરની અદર અતર છુપાવી, મનની મુરાદથી, રૂપ જોઈ, નારીજન્મ સાર્થક કરૂં.

બધાય દેખે છે—હુ દેખુ નહિ કા? જાણમા કીટ પતગ સુદ્ધા દેખે છે—હુ, શા અપરાધે, જોવા ન પામુ? ફકત દેખવું—કોઇને હાનિ નહિ, કોઇને કષ્ટ નહિ, કોઇને પાપ નહિ, બધાય અનાયાસે દેખે છે—શા વાકે હું કદી પણ ન દેખુ?

ના! ના! અદૃષ્ટમા નથી હૃદયની અદર શોધી જોયું, કેવળ-શબ્દ, સ્પર્શ, ગધ! બીજુ કાઇ જડયુ નહિ

મારું અતર ચીરી નાખી ધ્વનિ ઉઠવા લાગ્યો — કોણ દેખાડે છે?-દેખાડો રે-મને રૂપ દેખાડો! સમજ્યુ નહિ! કોઈ જ મારૂ દુઃખ, સમજ્યુ નહિ!

## પ્રકરણ ૩ જુ.

તે દિવસથી, હુ ઘણુ ખરુ દરરોજ રામસદય મિત્રને ત્યા ફુલ વેચવા જતી પરતુ, શા માટે?—એ નથી જાણુતી જેને આખ નથી, તેનો આ પ્રયત્ન શા અર્થે? એ કાઇ દેખે એમ નથી-કેવળ વાણીનો સ્વર સાભળવાનો ભરોસો, એટલુંજ શુ કરવા શચીન્દ્ર બાબુ મારી આગળ આવી, વાત કરે? તેઓ હોય બહારના ભાગમા-હુ જાઉ અદરના ભાગમા—અતપુરમાં તેમની સ્ત્રી હોત તોય વળી

ક્યારેક આવત, પરન્તુ વરસેક દહાડા ઉપર તેમની સ્ત્રી ગુજરી ગઇ હતી ફરીવાર, તેઓ પરણ્યા નહોતા, એટલે એ ભરોસો પણ નહિ વખતે કઇ કામસર માતાઓ પાસે આવતા. પણ, હુ જે વખતે ફુલ વેચવા જાઉ, તે જ વખતે બરાબર તેઓ પણ આવે, તેનો જ સભવ શો? એટલે, જે એક, સ્વર સાંભળવાની, આશા, તે પણ ઝાઝી સફળ થતી નહિ તે છતા, હું આધળી, દરરોજ ફુલ લઇને જતી કઈ દુરાશાએ?–તે જાણુતી નથી નિરાશ થઇ પાછી ફરતી વખતે દરરોજ વિચારતી–હુ શુ કરવા આવુ છુ? દરરોજ ધારતી–ફરી વાર નહિ આવુ દરરોજ એ ધારણા ખોટી પડતી દરરોજ ફરીવાર જતી; જાણે કોઈ ચોટલો ઝાલીને લઈ જતુ ફરીવાર નિરાશ થઈ પાછી આવતી, ફરીવાર પ્રતિજ્ઞા કરતી કે નહિ જાઉ–ફરીવાર જતી. આ રીતે દિવસ ગુજરવા લાગ્યા

મનમા મનમા હુ શોચતી–શુ કરવા જાઉ છુ? સાભળ્યુ છે કે સ્ત્રીજાતિ પુરુષના રૂપમા મુગ્ધ થઈ પુરુષને ચાહે છે મે આધળીએ કોનુ રૂપ દીઠુ છે? ત્યારે શુ કરવા જાઉ છુ? વાણી સભળાય, માટે? કદી કોઇએ સાભળ્યું છે કે કોઈ રમણી ફકત વાણી સાભળી દિવાની બની છે? હું પોતે શુ તે જ બનીછુ? એ તે બને? એમ જ હોય તો વાજિત્ર સાભળવા સારુ હુ બજવૈયાને ઘેર જતી નથી કેમ? સિતાર, સારંગી, તાઉસ, વીણા, એના કરતા શું શચીન્દ્રનો કંઠ ચઢે? એ વાત ખોટી

ત્યારે શુ પેલો સ્પર્શ ? હું જે ઢગલાબંધ ફુલમા રાતદિવસ મશગુલ છુ–કયારેક પાથરીને સૂઉ છુ, કયારેક છાતીયે ચાપુ છુ—એના કરતા શુ તેનો સ્પર્શ કોમળ ? એમ તો નથી ત્યારે શુ ? આ આધળીને કોણ સમજાવશે, ત્યારે શુ ?

તમે સમજતા નથી, સમજાવતા’તા શુ ? તમારે આખ છે, રૂપ ઓળખો, રૂપજ સમજો હુ જાણુ છુ, રૂપ એ જોનારનો માનસિક વિકાર માત્ર છે—શબ્દ પણ માનસિક વિકાર છે રૂપ રૂપવાનમા નથી. રૂપ જોનારના મનમા છે નહિ તો એક જણને બધાય સમાન રૂપવાન દેખતા નથી કેમ ? એક જણમા બધાય આસક્ત થતાં નથી કેમ ? તેવી જ રીતે શબ્દ પણ તમારા મનમા છે રૂપ એ જોનારનુ એક મનનું સુખ માત્ર છે શબ્દ પણ સાભળનારનુ એક મનનુ સુખ માત્ર છે સ્પર્શ પણ સ્પર્શનારના મનનુ સુખ માત્ર છે જો મારા રૂપસુખનો માર્ગ બધ રહે, તો પછી, શબ્દ, સ્પર્શ, ગન્ધ, કા રૂપસુખની પેઠે મનની અદર સર્વમય ન બને ?

સૂકી જમીનમા વૃષ્ટિ પડતા, કા નહિ એ ફળ-રૂપ બને ? સૂકા કાષ્ટને અગ્નિ અડતા, કા નહિ એ બળવા માડે ? રૂપથી હો, શબ્દથી હો, સ્પર્શથી હો, શૂન્ય રમણીહૃદયમા સુપુરુષનો સસ્પર્શ થયે કા નહિ ત્યા પ્રેમ જન્મે ? જુઓ, અધારામા પણ ફુલ ખીલે છે, મેઘે ઢાકયો પણ ચદ્ર ગગનમા વિહાર

કરે છે; નિર્જન વનમાં પણ કોયલ ટહુકે છે જે સાગરગર્ભમા મનુષ્ય કદી જનાર નથી, તેમા પણ રત્ન ઝગારા કરે છે, આંધળાના હૃદયમા પણ પ્રેમ જન્મે છે—મારી આખ બધ રહી, એટલા માટે હૃદય કા ન પ્રફુલ્લ બને?

ન બને કા? પરન્તુ એ કેવળ મારી યત્રણા માટે મુંગાનુ કવિત્વ-કેવળ તેની યત્રણા માટે છે બહેરાનો સગીતાનુરાગ, જો હોય, તો કેવળ તેની યત્રણા માટે છે. પોતાનુ ગાયુ પોતે સાભળવા પામતો નથી મારા હૃદયમા પ્રણયસચાર, તેવી જ રીતે, મારી યત્રણા માટે છે પરનુ રૂપ શુ દેખુ? મે પોતાનુ કદી પોતે ન દીઠુ? રૂપ! રૂપ! મારે શુ રૂપ છે? આ ભૂમડળમા રજની નામે ક્ષુદ્ર બિન્દુ કેવુ દેખાય છે? મને દેખી, કદી પણ શુ કોઇને ફરીવાર જોવાનુ મન થયુ નથી? એવુ નીચાત્મા ક્ષુદ્ર કોઇ જ શુ જગત્મા નથી, જે મને સુદર દેખે? નયન ન હોય તો નારી સુદર ન બને? મારે નયન નથી પરન્તુ, ત્યારે કારીગર પથ્થર કોરી ચક્ષુ વગરની મૂર્તિ ઘડે છે કેમ? હુ શુ કેવળ તેવી પાષાણી જ છુ? ત્યારે વિધાતાએ આ પાષાણની અદર આ સુખદુખના મોજાઓ અનુભવતુ પ્રીતિજળનુ તરસ્યુ હૃદય પૂર્યું કા? પાષાણનુ દુખ પામીશુ, પાષાણનુ સુખ પામી નહિ કા? આ સસારમા આ તફાવત કા? અનંત દુષ્કર્મકારી પણ આંખે દેખે છે—મે જન્મ્યા પહેલાં જ શો વાક કર્યો હતો કે હુ આખે દેખુ નહિ.

આ સંસારમાં વિધાતા નથી, ન્યાય નથી, પાપ-પુણ્યનુ પ્રતિફળ નથી—હુ મરીશ.

મારા આ જીવનમા બહુ વરસ ગયાં છે—બહુ વરસ આવે પણ ખરા! વરસે વરસે ઘણા દિવસ છે, દિવસે દિવસે ઘણી ઘડી છે—ઘડીએ ઘડીએ ઘણી ક્ષણ છે-તેની અંદર એક ક્ષણને માટે, એક પલકને માટે, શુ મારી આખ નહિ ખુલે? એક ક્ષણને માટે, આખ ખોલવા પામુ તો જોઇ લઉ કે, આ શબ્દસ્પર્શમય વિશ્વસસાર શુ છે? હુ શુ છુ? શચીન્દ્ર શુ છે?

## પ્રકરણ ૪ થુ.

હું દરરોજ ફુલ લઇ જતી નાના બાબુની વાણીનો સ્વર સાભળવાનુ ઘણુ ખરુ બનતુ નહિ—વખતે કોઇક વાર બનતુ એ આનદની વાત કહી જતી નથી મને લાગતુ કે ચોમાસાનો જળભર્યો મેઘ જ્યારે ગાજીને વરસે છે ત્યારે મેઘને, જાણુમા, એવો જ આનદ થતો હશે મને પણ એમ જ ગર્જવાનુ મન થતુ હું દરરોજ ધારતી કે, હુ નાના બાબુને કેટલાક મનપસદ ફુલનો તોરો બનાવી દઇ આવીશ પણ તે એક

દિવસ પણ બન્યું નહિ એક તો હુ શરમાતી, તેમા વળી મનમા થતું કે, ફુલ દીધાથી તેઓ મૂલ દેવા માડશે શા મિષે ન લઉ ? દુ.ખ ભર્યે મને ઘેર આવી, ફુલ લઇ, નાના બાબુની મૂર્ત્તિ બનાવતી કેવી બનાવતી, એ જાણતી નથી—ક્યારેય દીઠી નથી

આ તરફ મારી જા-આવથી એક અણધાર્યું કળ ફળતુ હતુ હુ તેમાનુ કશુ જાણતી નહિ માતપિતાની વાતચીત ઉપરથી મે એક દિવસ પહેલવહેલુ એ જાણ્યુ એક દી' સાજ પછી હુ માળા ગુથતી ગુથતી ઉઘી ગઈ હતી કશાક અવાજથી જાગી ઉઠી જાગી કે કાનમા માતપિતાની વાતચીતનો સ્વર પેઠો જાણ્મા દીવો ઓલવાઇ ગયો હશે, કેમકે માતપિતાને મારા જાગ્યાની ખબર પડી લાગી નહિ હુ પણ, મારૂ નામ સાભળી, બીલકુલ હાલીચાલી નહિ મે સાભળ્યું, મા કહે છે —

"ત્યારે એક રીતે નક્કી જ થયુ છે ને ?"

પિતાએ જવાબ આપ્યો –" નક્કી નહિ તો શુ ! આવડા મોટા માણસ, જીભ દીધી પછી તે ચસકવાનુ હોય ? અને મારી દીકરીની ખોડમા, એ આધળી છે એ જ ને ? બાકી આવી કન્યા માણસને તપસ્યા કર્યાથી એ મળે નહિ "

મા.—" તે, પરાયા આટલુ કરે શેના ?"

પિતા —"તું નથી સમજતી જે એ લોકો આપણી માફક પૈસાના ભિખારી નથી હજાર બે

હજાર રૂપિયા તો એ લોકોના હિસાબમા નથી જે દી' રજનીની હાજરીમા રામસદય બાબુની સ્ત્રીએ વિવાહની વાત પહેલવહેલી કાઢી, તે જ દી'થી રજની તેમની પાસે દરરોજ જવા આવવા માડી તેમણે નાના બાબુને પૂછ્યુ હતુ :-"રૂપિયા વડે આધળીના વિવા' થાય ખરા?" આથી જરૂર છોકરીના મનમા આશા બધાઈ હશે જે, આ જાણમા, દયા કરી, રૂપિયા ખરચી મને પરણાવશે તે જ દિવસથી રજની નિત્ય જાય આવે છે તે જ દી'થી નિત્ય આવજા જોઇ લવંગ સમજી જે, છોકરી વિવાહને માટે બહુ આતુર થઇ છે ન થાય કેમ? ઉમ્મર તો થઈ છે ને? તેમા વળી નાના બાબુએ રૂપિયા દઇ હરનાથ બસુને રાજી કર્યો છે ગોપાળ પણ રાજી થયો છે"

હરનાથ બસુ, રામસદય બાબુના ઘરનો કારભારી ગોપાળ તેનો દીકરો ગોપાળની હકીકત હુ થોડી ઘણી જાણતી ગોપાળની ઉમ્મર ત્રીશ વરસની છે એક સ્ત્રી છે, પરતુ સતાન કઇ થયું નથી ગૃહધર્મ અર્થે તેને ગૃહિણી છે—સતાન અર્થે અધ પત્નિમા એને બાધ નથી ઉપરાત, લવગ એને રૂપિયા દે એમ છે માતપિતાની વાતથી માલૂમ પડયુ જે, ગોપાળની સાથે મારો સબધ ઠર્યો છે-રૂપિયાને લોભે એ કોડી વરસની છોકરીને પણ પરણવાને તૈયાર છે રૂપિયાથી નાતને ખરીદી લેશે માતપિતાએ ધાર્યું,-આ જન્મને માટે આધળી કન્યાનો ઉદ્ધાર થયો તેઓ રાજી રાજી થવા લાગ્યા મારે માથે આભ તૂટી પડયો

તેને વળતે દી' મેં નક્કી કર્યું કે હવેથી હું લવંગની પાસે નહિ જાઉ. મનમાં મનમાં મેં તેને સોએકવાર "કાળમુખી" કહી ગાળ દીધી. શરમથી મને મરી જવાનુ મન થવા લાગ્યું, રીસથી લવ ગને મારવાનુ મન થવા લાગ્યુ મે લવંગનુ એવું શુ બગાડયું છે જે, તે મારા ઉપર આવો જુલમ કરવા ઉભી થઇ છે? વિચાર કર્યો કે, એ મોટું માણસ એટલે જુલમ કરીને જ સુખી થતી હોય, તો જન્માધ દુખિયારી સિવાય બીજુ કોઈ શુ એને જુલમ કરવાનુ ઠેકાણુ મળ્યું નહિ? મે ધાર્યું, ના, ફરી એક દી' જઇશ, તેને આવી રીતે જ ખૂબ વઢી આવીશ-તે પછી ફરી નહિ જાઉ-ફરી ફુલ નહિ વેચુ-ફરી તેના રૂપીઆ નહિ લઉ-મા જો તેને ફુલ દઇ મૂલ લઇ આવશે તો, તે રૂપીઆનું અન્ન નહિ ખાઉ-ખાધા વગર મરવુ પડે તે પણ ભલુ. ધાર્યું કે કહીશ,-'મોટા માણસ થયા એટલે શુ બીજાને પીડા કરવી જ હોય?' કહીશ,-'હુ આંધળી છુ—આધળી જાણી શુ દયા આવતી નથી?' કહીશ,-'પૃથ્વીમા જેને કશુ સુખ નથી, તેને વગર વાકે દુખ દેવામા તને શુ સુખ છે?' જેમ જેમ વિચાર કરુ કે, આમ આમ કહીશ, તેમ તેમ પોતાની આખના જળથી પોતે નાહી રહુ મનમા બ્હીક લાગવા માંડી, રખેને બોલતી વખતે બોલવાનુ છે એ ભૂલી જાઉ..

વખતસર, ફરી રામસદય બાબુને ઘેર ચાલી ફુલ નહિ લઈ જાઉ એમ ધાર્યું હતુ, પરતુ ખાલી

હાથે જતાં શરમ થવા લાગી શા મિષે જઇ બેસું ? અગાઉની પેઠે કાંઈક ફુલ લીધાં, પરંતુ આજ માથી છાની ગઇ

ફુલ દીધા વઢવા સારૂ થઇને લવંગની પાસે બેઠી. કેમ કરી પ્રસંગ ઉથાપવો ? હરિ ! હરિ ! કેમ કરી આરંભ કરવો ? શરુઆતના વેણ કયા ? જ્યા ચોબાજુએ આગ લાગી છે, ત્યા પહેલા કઇ બાજુએ ઓલવવી ? કશુંય બોલાયું નહિ વાત કાઢી જ ન શકી રોવું આવવા લાગ્યું

નસીબ જોગે લવંગે પોતેજ વાત ઉપાડી

"આધળી-તારા વિવા' થશે."

હું સળગી ઉઠી-બોલી -"રાખ થશે"

લવંગ બોલી -"કેમ, નાના બાબુ વિવાહ કરાવી દેશે નહિ થાય કેમ ?"

હું ઔર સળગી-બોલી -"કેમ, હું તમારા સૌ લોકના શા વાકમા આવી છું ?"

લવંગ પણ ખીજાઈ બોલી -

"મર મૂઈ ! તારું પરણવાનું મન નથી કે શું ?"

હું માથું ધુણાવી બોલી -"ના"

લવંગ ઔર ખીજાઇ બોલી.-"પાપણી કયાંની ! પરણવું નથી કેમ ?"

હું બોલી.-"ખુશી !"

લવંગના મનમાં, જાણુમાં, શક પડયો કે હું ભ્રષ્ટ છુ, નહિ તો પરણુવાની ના પાડુ કેમ? એ ખૂબ ખીજાઈને બોલી.—

"મર મૂઈ! નીકળ કહુ છુ, નહિ તો ઝાડુ મારીને બ્હાર કાઢીશ"

હુ ઉઠી મારી બેઉ અંધ-આંખોમાંથી પાણી પડતુ હતુ તે લવંગને જોવા ન દીધુ પાછી ફરી ઘેર જતી હતી, પગથીઆ આગળ આવી જરા ઢચુપચુ કરતી હતી,-કયાં? વઢવાની વાત તો કંઈ જ બોલાઈ નહિ. અચાનક કોઈનો પગરવ સંભળાયો અંધની શ્રવણશક્તિ અલૌકિક તીવ્રતા પામે છે હુ એક બે વાર એ પગરવ સાંભળીને જ ઓળખી ગઈ હતી કે કોના પગલાનો એ અવાજ છે હુ પગથીઆ ઉપર બેઠી નાના બાબુ મારી નજીક આવ્યા કે, મને દેખીને ઉભા રહ્યા હુ જાણું મારા આંસુ દીઠેલાં ખરાં એમણે પૂછ્યુ,-"કોણ રજની!"

બધુ ભૂલી ગઈ રીસ ભૂલી, અપમાન ભૂલી, દુ:ખ ભૂલી, કાનમાં વાજવા લાગ્યુ-"કોણ રજની!" મે જવાબ દીધો નહિ મનમાં થયુ, હજી એક બે વાર ભલે પૂછે-હુ સાંભળીને કાન ઠારુ

નાના બાબુએ પૂછ્યુ —

"રજનિ! રુવે છે કેમ?"

મારું અંતર આનંદથી ઉભરાવા લાગ્યુ આંખનાં આંસુ ઑર ઉછળવા લાગ્યાં. હુ બોલી નહિ—

હજીયે ભલે પૂછે  મનમા થયું, હું કેવી નસીબ-દાર! વિધાતાએ મને આંધળી કરી છે, બ્હેરી-મુંગી કરી નથી.

તેમણે ફરી પૂછયુ -"કેમ રુવે છે? કોઇએ કાંઇ કહ્યુ?"

મે એ વખતે જવાબ દીધો—તેમની સાથે વાતચીતનુ સુખ, જો જન્મમાં એક વાર સાપડે છે તો જવા દઉ શીદને? હુ બોલી—

"નાની મા વઢયા"

નાના બાબુ હસ્યા–બોલ્યા.—

"નાની માનુ બોલ્યુ ગણતી નહિ એમની જીભ એવી જ છે, પણ મનમાં રીસ ન મળે તું મારી સાથે ચાલ હમણા જ તેઓ પાછા સારા વેણ કહેશે"

તેમની સાથે કેમ ન જાઉં? તેઓ બોલાવે પછી કઇ રીસ રહે? હું ઉભી થઇ. તેમની સાથે ચાલી તેઓ પગથીઆં ચઢવા લાગ્યા હું પણ પાછળ પાછળ ચઢતી હતી તેઓ બોલ્યા.—"તું દેખતી નથી પગથીઆં ચઢે છે શી રીતે? ન ચઢી શકે તો, ચાલ, હું હાથ ઝાલીને દોરું."

મારૂં અંગ કંપી ઉઠયું. આખે શરીરે રુવા ઉભા થયાં. તેમણે મારો હાથ ઝાલ્યો. ભલેને ઝાલ્યો. લોકો નિંદા કરે તો કરો. મારો નારી-

જન્મ સાર્થક થાઓ હુ બીજાની મદદ વગર કલકત્તાની ગલીએ ગલીએ ફરી શકુ છુ, પરંતુ મે નાના બાબુને ના પાડી નહિ

નાના બાબુ—કહુ કે? શી રીતે કહુ? ઘટતા શબ્દો મળતા નથી. નાના બાબુએ હાથ ઝાલ્યો

જાણે પ્રભાતનુ એકાદ પ્રફુલ્લ કમળ પાખડિયો વડે મારે કાડે વીટાઇ વળ્યુ—જાણે ગુલાબની માળા ગુથી કોઇએ મારે હાથે વીટી દીધી! મને બીજુ કાઈ યાદ નથી જાણુમા, એ જ વેળાએ મરજી થઇ હતી—અત્યારે મરુ નહિ કા? જાણુમા, ત્યારે ગળીને જળ થઇ જવાની મરજી થઈ હતી. જાણુમા, મરજી થઈ હતી કે શચીન્દ્ર અને હુ, બે ફુલ બની, આમ અડોઅડ રહી, કોઈ વન-વૃક્ષે જઈ એક દાડલીએ ઝુલી રહીએ બીજું શુ મનમા થયુ હતુ—તે યાદ નથી. જ્યારે પગથીઆ ચઢી રહી, નાના બાબુએ હાથ છોડી દીધો, ત્યારે મે મોટો નિશાસો નાખ્યો આ સસાર પાછો ખ્યાલમા આવ્યો, તેની જ સાથે ખ્યાલમા આવ્યુ –'શુ કર્યું પ્રાણેશ્વર! વણસમજ્યે શુ કર્યું? તમે મારૂ પાણીગ્રહણ કર્યું હવે તમે મને ગ્રહણ કરો કે ન કરો—તમે મારા સ્વામી—હુ તમારી પત્નિ—આ જન્મમા આધળી ફુલવાળીનો સ્વામી બીજો કોઈ નહિ બને'

તે જ વેળાએ શુ ભૂડા માણસની નજર લાગી? જાણુમા તેમ જ

---

## પ્રકરણ ૫મું.

નાના બાબુએ નાની મા પાસે જઇ પૂછયું.-
"રજનીને શું કહ્યું'તું હેં? એ રડે છે"

નાની મા મારી આંખમાં પાણી જોઇ ઝંખવાણાં પડયાં. મને મીઠાં વેણ કહી પાસે બેસાડી. ઉમ્મરે મોટેરા ઓરમાન દીકરા આગળ બધી વાત ફોડ પાડીને બોલાઇ નહિ નાના બાબુ નાની માને રીઝમાં જોઇ પોતાને કામે મોટી માની આગળ ચાલ્યા ગયા. હુ પણ ઘેર ચાલી આવી

આ તરફ ગોપાળ બાબુની સાથે મારા વિવાહની તૈયારી થવા લાગી દિવસ નક્કી થયો હુ શુ કરું? ફુલ ગુ થવા બ ધ કરી દિવસરાત, કઈ રીતે આ વિવાહ બ ધ કરુ, એ જ ચિન્તા કરવા લાગી. આ વિવાહની બાબતમા માતાનો આન દ, પિતાનો ઉત્સાહ, લવંગ-લતાનો યત્ન, નાના બાબુ સાટુ સુધારનાર—આ જ વાત સૌ કરતા વધારે સાલે તેવી છે. નાના બાબુ સાટું સુધારનાર! હું એકલી, આંધળી, કઈ રીતે આની સામે પડું? કોઇ ઈલાજ દેખાયો નહિ. માળા ગુંથવી બ ધ પડી માતપિતાએ ધાર્યું કે વિવાહના ઉછરંગે વિહ્‌વળ બની મેં માળા ગુંથવી પડતી મૂકી છે.

ઇશ્વરે મને એક મદદગાર આણી દીધી મેં કહ્યુ છે કે ગોપાળ બસુ પરણેલો હતો. એની

પત્નિનુ નામ ચંપા—બાપે રાખ્યું હતું ચંપકલતા. ચંપા જ ફક્ત આ વિવાહની વિરુદ્ધમાં હતી. ચંપા સ્હેજ જબરી સ્રી હતી, જેથી ઘરમાં શોક્ય ન આવે તેવી કોશીશ કરવામાં એણે કાઈ કચાશ રાખી નહિ

હીરાલાલ નામે ચંપાનો એક ભાઈ હતો. ચંપાના કરતા દોઢ વરસે નાનો. હીરાલાલ દારુ પીતો—તે પણ થોડો ઘણો નહિ સાભળ્યુ છે કે ગાન્જોયે ફુકતો. એના બાપે એને ભણાવ્યો ગણાવ્યો નહોતો. કોઈક પ્રકારે એણે લખતા આવડે એટલુ જ્ઞાન મેળવી લીધુ હતુ, એટલુ જ, તોપણ રામસદય બાબુએ એને કયાક કારકુન તરીકે વળગાડી દીધો હતો છાકટાપણાને અપલક્ષણે એ ચાકરી ગઈ હરનાથ બસુએ એની શેખીથી ભોળવાઇ, હાસલની આશાએ, એને દુકાન મંડાવી દીધી. દુકાનમા હાસલ તો ઘેર ગયુ, ઉલટું દેવુ થયુ દુકાન ઉપડી ગઇ. એ પછી કોઇક ગામમાં, બાર રૂપિયાને પગારે હીરાલાલ માસ્તર બની ગયો એ ગામમાં દારુ ન મળે એટલે એ નાસી આવ્યો. એ પછી એણે એકાદ છાપું કાઢ્યું કેટલાક દી' એથી ખૂબ લાભ થયો, ભારે જમાવટ થઈ ગઇ. પરંતુ અશ્લીલતાના દોષ બદલ પોલીસે કનડગત શરુ કરી ધાસ્તીનો માર્યો હીરાલાલ છાપું ફેંકી ગેબ થઈ ગયો કેટલાએક દિવસ બાદ હીરાલાલ પાછો એકાએક ફુટી નીકળી નાના બાબુની ખીદમતગારી કરવા લાગ્યો. પરંતુ નાના બાબુની આગળ

દારુનું ચલણ નથી જોઈ પોતાની મેળે ખસી ગયો. બીજો કાંઈ ઇલાજ ન રહ્યો ત્યારે નાટક લખવા માંડયું. નાટકની એક પણ નકલ વેચાઈ નહિ તોપણ છાપખાનાનું દેવું ફીટાડવું પડતું ન હોવાથી એ ફેરી બચી ગયો. હવે આ ભવસંસારમાં બીજો કોઇ આરો ન જોઈ હીરાલાલ ચંપાબેનનો પલ્લો પકડી બેસી રહ્યો.

ચંપાએ હીરાલાલને પોતાનું કાર્ય પાર ઉતારવા કામે લગાડયો. હીરાલાલે બેનની પાસેથી બધું બરાબર સાંભળી લઇને પૂછ્યું:-

"રૂપિયાની વાત ખરીને? જે કોઈ આંધળીને પરણશે તેને રૂપિયા મળશે ને?"

ચંપાએ એ બાબતની શંકા દૂર કરી. હીરાલાલને રૂપિયાની ઘણી જરૂર હતી. એણે તાબડતોબ મારા પિતાને ત્યાં આવી દર્શન દીધાં. પિતા તે વખતે ઘરમાં હતા. હું તે વખતે ત્યાં આગળ નહોતી. હું બીજા ઓરડામાં હતી. કોઇ અજાણ્યો પુરુષ પિતાની સાથે વાત કરે છે એવું સાદ ઉપરથી માલૂમ પડતાં હું કાન માંડીને વાતચીત સાંભળવા લાગી. હીરાલાલનો કેવો કઠોર ભૂંડોભૂખ અવાજ!

હીરાલાલ કહે છે.-"શોક્ય ઉપર શા માટે છોકરી દેવી જોઇએ?"

પિતાએ દિલગીર થઇ કહ્યું:-"શું કરું? ન દઉં તો વિવાહ ન થાય-આટલો વખત તો ન થયા!"

હીરાલાલ:-"કેમ, તમારી છોકરીના વિવાહની ફીકર શી છે?"

પિતા હસ્યા—બોલ્યા -"હું ગરીબ માણસ- ફુલ વેચીને પેટ ભરું. મારી છોકરીને કોણ પરણે? તેમા વળી આંધળી છોકરી, વળી ઉમ્મર પણ સારી થઈ છે."

હીરાલાલ.-"કેમ, પાત્રની ખોટ શી છે? મને કહો તો હું પરણું હાલમા ઉમ્મરે પહોચેલી છોકરી તો લોકો માગતા આવે છે. હુ જ્યારે "**स्तुश्रुमिश्रवशात्**" પત્રિકાનો એડીટર હતો, ત્યારે મે છોકરીઓને મોટી કરીને પરણાવવાના પક્ષમા કેટલાય 'આર્ટીકલ' લખ્યા હતા વાચીને આકાશના મેઘ ગાજી ઉઠયા હતા બાળવિવાહ! છિઃ! છિઃ! છોકરીને તો મોટી કરીને જ પરણાવવી. આવો! મને દેશની ઉન્નતિનો 'એકઝેમ્પલ્ સેટ' * કરવા દો. હુ જ આ છોકરીને પરણીશ."

અમે એ વખતે હીરાલાલની ચાલચલગત સબધમા કાઇ સાભળ્યું નહોતું-પાછળથી સાભળેલું. પિતા ડગુમગુ થવા લાગ્યા આવો મોટો પડિત જમાઈ હાથમાથી જતો રહે છે ધારી કાઇક દિલગીર થયા—આખરે બોલ્યા -"વાત નક્કી થઈ ચૂકી છે અત્યારે હવે હેરફેર થાય નહિ ખાસ કરીને, આ વિવાહના કરતા કારવતા શચીન્દ્ર બાબુ છે. એ લોકો જ વિવાહ કરી દે છે. એઓ જે

* દાખલો બેસાડવો

કરશે તે જ થશે. એ લોકોએ જ ગોપાળ બાબુની સાથે સંબંધ કરેલો છે.”

હીરાલાલઃ-“એ લોકોની મતલબ તમે શું સમજો? મોટા માણસના ચરિત્રનો પાર પામવો મુશ્કેલ. એ લોકોનો ઝાઝો વિશ્વાસ ન કરતા”

આમ બોલી હીરાલાલે ગુપચુપ કંઈ કહ્યુ એ મારા સાંભળવામા આવ્યું નહિ પિતા બોલ્યા. “ના રે ના-આંધળી છોકરીના સંબંધમાં એવું હોય જ નહિ.”

હીરાલાલ તે ઘડી આશાભંગ થઈ ઘરમાં આણીગમ તેણીગમ જોવા લાગ્યો ચોતરફ જોઈ લઇ બોલ્યોઃ-“તમારા ઘરમા દારુ નથી કે?” પિતા અજબ થયા—બોલ્યાઃ “દારુ! શા માટે રાખું?”

હીરાલાલ, દારુ નથી જાણી શાણો થઈ બોલ્યો. “ચેતાવી દેવા સારુ કહેતો હતો હવે ગૃહસ્થ લોકની સાથે સગપણ કરવા નીકળ્યા છો તો એવુ એવું ન હોય તો સારુ”

વાત, પિતાને બહુ ઠીક ન લાગી તેઓ ચૂપ થઈ રહ્યા. હીરાલાલ, ન તો વિવાહ બાબતમા, ન તો દારુ બાબતમા-કોઇ જ દિશામા દેશની ઉન્નતિનો ‘એકઝેમ્પલ્ સેટ’ કરી ન શકયાથી ક્ષુબ્ધ મને રવાના થયો



## પ્રકરણ ૬ ઠું.

વિવાહનો દિવસ છેક નજીક આવ્યો. હવે એક જ દિવસની વાર છે ઉપાય નથી! ચોગરદમથી ઉલટેલું પાણીનુ પૂર ઘુઘવાટ કરતું આવે છે–હું જરૂર ડૂબવાની.

તે ઘડીએ લાજ કોરે મૂકી, માના પગમાં પછડાટી ખાઇ, હું રોવા લાગી. હાથ જોડીને બોલી:– “મને પરણાવો મા–હું વાઢી રહીશ”

માએ અચબો પામીને પૂછયું:–“કેમ?” તેનો જવાબ હુ દઈ શકી નહિ ફકત, હાથ જોડવા લાગી, રોવા લાગી મા નાખુશ થઇ, ખીજાઇ ગઈ, ગાળો દીધી. છેવટે પિતાને કહી દીધુ પિતા પણ ગાળ દઇ મારવા આવ્યા હુ કંઇ બોલી શકી નહિ.

ઉપાય નથી! છૂટકારો નથી! હું ડૂબી! તે જ દિવસે પાછલે પહોરે ઘરમા હુ તદ્દન એકલી હતી– પિતા વિવાહને માટે ખરચખુટણની તજવીજ કરવા ગયા હતા–મા સરસામગ્રી વ્હોરવા ગઈ હતી આમ જયારે બનતુ ત્યારે હુ બાર વાસી રાખતી નહિ તો વામાચરણ મારી પાસે બેસી રહેતો. વામાચરણ આ દિવસે બેઠો હતો. કોઈ એક જણ બારણુ ઠેલી ઘરમાં દાખલ થયું. ઓળખીતા પગનો અવાજ ન હતો.

મેં પૂછ્યું:–"કોણ એ?"

ઉત્તરઃ–"તારો જમ!"

બોલી કોપભરી હતી ખરી, પણ સાદ બાઈ માણસનો હતો. હું બ્હીની નહિ-હસીને બોલી–"મારો જમ છે ખરો કે? ત્યારે આટલા દી' હતો ક્યાં?"

બાઇનો ગુસ્સો ઉતર્યો નહિ. "હમણાં ખબર પડશે! ભારે વિવા'ની હોંશ છે? કાળમુખી, ભમરાળી!" વગેરે ગાળોની ધારા ચાલી રહી ગાળો પૂરી થતા એ મધુરભાષિણી બોલી–"જોજે, આંધળી, મારા ધણીની સાથે જો તારા વિવાહ થયા છે, તો જે દિવસે તુ ઘર માંડવા આવીશ, તે જ દિવસે તને ઝેર દઈ મારી નાખીશ."

હું સમજી–ચ પા પોતે છે આદરભેર મે બેસવાનું કહ્યુ "સાભળો, તમને મારે કાઇક કહેવુ છે." આટલી ગાળોના જવાબમા આદરભર્યું ભાષણ જોઈ ચંપા કાઈક ટાઢી પડીને બેઠી.

મે કહ્યુ.–"સાભળો, આ વિવાહથી જેમ તમે નારાજ છો, તેમ હુ પણ છુ. મારા આ વિવાહ જેથી ન થાય, તેમ જ કરવા હુ રાજી છુ. શાથી વિવાહ બ ધ પડે તે કહી શકો છો?"

ચ પા અચરજ પામી એ બોલી·–"તે, તારા માબાપને કહેતી નથી કેમ?"

"હજાર વાર કહ્યુ. કાંઇ વળ્યું નહિ."

"આંધળાઓને ઘેર જઈ એ લોકોને હાથે પગે વળગતી નથી કેમ?"

"એથી પણ કાંઇ વળ્યું નહિ."

ચંપા સ્હેજ વિચાર કરીને બોલી "ત્યારે એક કામ કરીશ?"

"શું?"

"બે દી' સંતાઈ રહીશ?"

"ક્યાં સંતાઉં? મારે માટે ઠામ ક્યાં છે?"

ચંપાએ વળી કંઇક વિચાર કર્યો–બોલી: "મારા બાપને ત્યાં જઇ રહીશ?"

મેં વિચાર કર્યો, ખોટું શું? બીજો તો કોઇ ઉગરવાનો ઉપાય જોતી નથી. મેં કહ્યું "હું આંધળી રહી, નવી જગ્યાએ કોણ મને રસ્તો બતાવી લઇ જાય? એ લોકો પણ વળી આશરો આપશે શેના?"

ચંપા મારી સર્વનાશિની કુપ્રવૃત્તિ મૂર્તિમતી બનીને આવી હતી એ બોલી—"તારે એ ફીકર કરવાની છે નહિ એ બધો બન્દોબસ્ત હું કરીશ. હું સાથે માણસ દઇશ, હું એ લોકોને કહાવી મોકલીશ તું જઈશ ને, બોલ?"

ડૂબતા માંણસની પાસે પડેલા પાટિયાની પેઠે આ પ્રવૃત્તિ મારી આંખે, ઉગરવાના એક માત્ર ઉપાય તરીકે ભાસી હું કબૂલ થઈ

ચંપા બોલી. "ઠીક ત્યારે તૈયાર રહેજે. રાતે સૌ ઉંઘી જશે એટલે હું આવીને બારણે ટકોરો મારીશ તું બ્હાર આવતી રહેજે."

હુ કબૂલ થઈ.

---

બે પહોર રાતે બાર ઉપર ટકટક કરી જરા અવાજ થયો. હું જાગતી હતી બીજુ એક જ વસ્ત્ર લઇ, બાર ઉઘાડી, હુ બ્હાર નીકળી જાણ્યું જે, ચ પા ઉભી છે. તેની સાથે ચાલી. એક વાર વિચાર કર્યો નહિ—એકવાર સમજી નહિ કે કેવુ ખોટું કામ કરુછુ ! માતપિતાને માટે મન વ્યાકુળ થયું ખરુ, પરન્તુ તે વખતે મનમા મનમા માનતી હતી જે, થોડા દિવસને માટે જાઉંછુ—વિવાહુની વાત બ ધ પડશે કે પાછી આવતી રહીશ

હુ ચ પાને ઘેર-મારે સાસરે ?-આવી પહોચી કે તાબડતોબ ચંપાએ મને, સાથે માણુસ દઈ, રવાના કરી દીધી. રખેને એનો વર જાણી જાય, એ બ્હીકથી એણે બહુ દોડાદોડ કરી. જે માણુસ સાથે દીધો, તેની સાથે જવા સામે મારે ખાસ વાંધો હતો, પર તુ ચ પાએ એવી તો દોડાદોડ કરી જે, મારો વાંધો તણાઈ ગયો ખ્યાલ કરો, કોને મારી સાથે દીધો હતો ?

હીરાલાલને

હીરાલાલની બૂરી ચાલ બાબત એ વખતે હુ કાઈ જ જાણુતી નહોતી એ માટે વાંધો નહોતો

કર્યો. એ જુવાન પુરુષ–હુ જુવાન સ્ત્રી–એની સાથે કઈ રીતે એકલી જાઉં ? આ વાધો પરતુ એ વખતે મારી વાત કોણ સાભળે ? હુ આંધળી, રસ્તો અજાણ્યો, રાતની વેળાએ આવેલી–એટલે રસ્તામા જે, અવાજોને લગતા, એંધાણો ઓળખી રાખી આવજા કરતી, તે બધા આજ કાઇ સાભળવામા આવ્યા નહિ. એટલે વગર મદદે ઘેર પાછી જઇ શકી નહિ ઘેર પાછી જાઉ તો ત્યા પાછો એ પાપી વિવાહ ! અણછૂટકે હીરાલાલની સાથે જવું પડ્યું એ વખતે મનમા થયુ–બીજુ કોઇ આધળાનુ મદદગાર હો ન હો, પણ માથા ઉપર દેવતા છે–તેઓ કદિ પણ, લવ ગલતાની પેઠે, પીડાયલાને પીડશે નહિ તેઓનામા દયા છે, શકિત છે; જરૂર દયા કરી મને બચાવશે નહિ તો દયા કોને માટે ?

હું ત્યારે નહોતી જાણતી જે ઐશિક નિયમ વિચિત્ર છે, માણસની બુદ્ધિથી અતીત છે આપણે જેને દયા કહીએ છીએ, તે ઇશ્વરના અનત જ્ઞાનની આગળ દયા નથી આપણે જેને પીડન કહીએ છીએ તે ઇશ્વરના અનત જ્ઞાનની આગળ પીડન નથી ત્યારે નહોતી જાણતી જે, આ સસારનું અનત ચક્ર દયાદાક્ષિણ્યશૂન્ય છે, એ ચક્ર નિયમિત માર્ગે પણ ધારેલા–અણધારેલા ચીલાઓમા અહોરાત્ર ચાલ્યા કરે છે, તેના દારુણવેગની ઝપટમા જે આવ્યુ—આધળુ હો, અપંગ હો, દુઃખયારું હો—તે પીલાઈ મરવાનુ હુ આંધળી, નિરા-

ધાર, એટલે મારે માટે અનત સસારચક્ર ચીલો ચાતરીને ચાલે શી બાબત?

હીરાલાલની સાથે હુ વિશાળ સરિયામ રસ્તે મ્હાર નીકળી એના પગરવને અનુસરી ચાલી. ક્યાકની ઘડિયાળમા એક વાગ્યો. રસ્તામાં કોઈ ન મળે—ક્યાંય પણ અવાજ ન મળે અવાજમા, એક બે ગાડીના અવાજ—એક બે, દારુથી ઘેંઘટ બનેલી, કામિનીના મેળ વગરના ગાણાનો અવાજ મે હીરાલાલને ઓચિતું પૂછ્યુ.—

"હીરાલાલ બાબુ, આપના શરીરમા જોર કેવુક છે?"

હીરાલાલ કંઈક વિસ્મય પામ્યો—બોલ્યો. "કેમ?"

"સ્હેજ પૂછુ છુ"

"મોળુ નથી."

"તમારા હાથમા શેની લાકડી છે?"

"તાડની."

"ભાગી શકો ખરા?"

"એ તે બને!"

"મારા હાથમાં દ્યો, જોઉ."

હીરાલાલે મારા હાથમા લાકડી દીધી. મેં એના ભાગીને બે ટુકડા કર્યા. હીરાલાલ મારૂં બળ

જોઈ તાજુબ થયો. મે અર્ધી લાકડી એને આપી, અર્ધી મારી પાસે રાખી. એની લાકડી ભાગી નાખી જોઈ હીરાલાલ ગુસ્સે થયો. હુ બોલી: "મને હવે નીરાત થઈ ગુસ્સો ન કરશો. તમે મારૂં બળ દીઠુ. મારા હાથમા આ અર્ધી લાકડી છે એ દીઠી– તમારો ઇરાદો હશે તો પણ હવે તમે મારા ઉપર કશો જુલમ કરવા હિંમત નહિ કરો"

હીરાલાલ ચૂપ થઈ રહ્યો

## પ્રકરણ ૭ મુ.

હીરાલાલે જગન્નાથના ઘાટ ઉપર જઈ હોડી ભાડે કરી રાતને વખતે દખણાદે પવને સઢ ચઢાવ્યો હીરાલાલે કહ્યુઃ "અમારૂ વતન હુગલી" હુ એ પૂછવુ ભૂલી ગઇ હતી

માર્ગમા હીરાલાલે કહ્યુ "ગોપાળની સાથે તો તારા વિવાહ નહિ થાય–મારી સાથે પરણ" મે કહ્યુ. "ના"

હીરાલાલે તર્ક શરુ કર્યો એનો પ્રયત્ન એમ જે તર્ક વડે સાંબીત કરવુ કે દુનિયા ભરમાં, એના જેવો સુપાત્ર મળવો મુશ્કેલ છે, તેમ મારા જેવી કુપાત્ર પણ મળવી મુશ્કેલ છે. મેં બેઉ વાત

કબૂલ રાખી તો પણ કહ્યુ "ના, તમારી સાથે નહિ પરણુ "

ત્યારે હીરાલાલ બહુ ખીજાયો—બોલ્યો. "તે, આંધળીને કોણ પરણવા આવતુ 'તુ ? "આમ કહી એ ચૂપ રહ્યો. અમે બેઉ ચૂપ થઈ રહ્યા–આ રીતે રાત વીતવા લાગી.

એ પછી પાછલી રાતે હીરાલાલે ઓચિંતુ માછીઓને કહ્યુ "આ ઠેકાણે થોભાવો" માછીઓએ હોડી નાગરી-હોડી તળે ભોંય અડયાનો અવાજ સંભળાયો હીરાલાલે મને કહ્યુ.–"ઉતરો–આવી પહોચ્યા" એણે મને હાથ ઝાલી ઉતારી હુ કાંઠા ઉપર ઉભી રહી.

એ પછી એવો અવાજ સંભળાયો કે જાણે હીરા-લાલ પાછો હોડી ઉપર ચઢયો માછીઓને એણે કહ્યુ "દ્યો, હોડી છોડી દ્યો" હુ બોલી:- "આ શુ ? મને ઉતારી મૂકી હોડી છોડી દ્યો છો કેમ ?"

હીરાલાલ બોલ્યો "તુ તારૂ ફોડી લે" માછીઓ હોડી છોડી દેવા લાગ્યા હલેસાનો અવાજ સંભળાયો, હુ તે ઘડી અકળાઇને બોલી:–"તમારે પગે લાગુ ! હુ આંધળી છુ–જો છેક જ મને છોડી જવી હોય, તો પછી કોઇના ઘર સુધી મને પહોચાડી દઈને જાઓ હું તો આ ઠેકાણે કદી પણ આવી નથી–અહિંનો રસ્તો મને સૂઝશે શી રીતે ? "

હીરાલાલ બોલ્યો:–"મને પરણવાને કબૂલ થાય છે ?"

મને રોવું આવ્યું પળવાર રોઇ, ગુસ્સાથી હીરાલાલને કહ્યું "તમે જાઓ તમારી આગળથી કશો ઉપકાર ના જોઇયે. સવાર પડ્યું કે તમારી પેઠે નિર્દય નહિ એવા સેંકડો માણસ મળી આવશે તેઓ આંધળીના તરફ કાંઈક દયા બતાવશે"

હીરાલાલ-"મળી આવશે તોને? આ તો ભાઠોડું છે! ચોતરફ પાણી છે મારી સાથે પરણીશ?"

હીરાલાલની હોડી તે વખતે કંઈક આઘી નીકળી ગઈ હતી શ્રવણશક્તિ મારા જીવનનું અવલમ્બન છે-કાન જ મારી આંખની ગરજ સારે છે. કોઈ બોલે તો કેટલે છેટે, કઈ તરફ, બોલે છે તે હું અટકળી શકું છું હીરાલાલ કઇ તરફ, કેટલે છેટે રહી, બોલ્યો, તેની મનમાં મનમાં અટકળ બાંધી હું પાણીમાં ઉતરી તે તરફ દોડી—મનમાં એમ કે હોડી પકડું ગળા સમા પાણીમાં ઉતરી, હોડી હાથ આવી નહિ હોડી વધારે ઉંડા પાણીમાં હતી હોડી પકડવા જતાં ડૂબી મરું

તાડની લાકડી ત્યારે પણ હાથમાં હતી ફરી બરાબર અવાજની અટકળ બાંધતાં જણાયું જે, હીરાલાલ, આ તરફ, આટલે છેટેથી, બોલે છે પાછી હઠી, કડ સમા પાણીમાં ચઢી, અવાજના સ્થાનની અટકળ બાંધી, જોરથી પેલી તાડની લાકડી ફેંકી

ચીસ પાડી હીરાલાલ હોડી ઉપર પડી ગયો "ખૂન થયું, ખૂન થયું" પોકારી માછીઓએ હોડી

છોડી મૂકી ખરુ જોતા એ પાપીનુ ખૂન થયુ ન-હોતુ તરત જ એનો મધુર કંઠ સંભળાયો–હોડી વ્હેતી ચાલી–એ તાણી તાણીને મને ગાળો દેતો ચાલ્યો ઘણી ખરાબ, સાભળી ન જાય એવી, ભાષામા પવિત્ર ગંગાને મલિન કરતો કરતો ચાલ્યો મે ચોખ્ખુ સાભળ્યુ જે એ દમ ભીડાવતો હતો કે ફરી પાછુ છાપુ કાઢી એ મારી વિરુદ્ધમા ‘આર્ટીકલ’ લખવાનો

## પ્રકરણ ૮ મુ.

તે નિર્જન રાત્રિએ, હુ અંધ યુવતી, એકલી, એ બેટમા ઉભી રહી, ગંગાના કલકલ જલકલ્લોલ સાભળવા લાગી

હાય ! મનુષ્યજીવન ! કેવુ અસાર તુ ! કેમ આવે છે, કેમ રહે છે, કેમ જાય છે ? આ દુ ખમય જીવન શાને ? વિચાર કરતા અક્કલ ગુમ થઈ જાય છે ! શચીન્દ્ર બાબુ એક દિવસ પોતાની માતાને સમજાવતા હતા કે બધુ ય નિયમાધીન છે માણસનુ આ જીવન શુ કેવળ તે નિયમનુ ફળ છે ? જે નિયમે ફુલ ફુટે છે, મેઘ દોડે છે, ચંદ્ર ઉગે છે,–જે નિયમે પાણીના પરપોટા ઉઠે છે, હસે છે, ફુટી જાય છે,–જે નિયમે ધૂળ ઉડે છે, તૃણ

બળે છે, પાન ખરે છે, તે જ નિયમે શુ આ સુખ-દુ ખમય મનુષ્યજીવન બધાય છે, પૂરુ થાય છે, લય પામે છે ? જે નિયમને તાબે થઇ, આ નદીના પટમાની મગર શિકારની શોધ કરે છે,–જે નિયમને તાબે થઇ આ બેટમા નાના જીવો બીજા જીવોનો શિકાર કરતા ફરે છે, તેજ નિયમને તાબે થઈ, શુ હુ શચીન્દ્રને માટે પ્રાણ તજવા બેઠી છુ ધિક્ પ્રાણ-ત્યાગને ! ધિક્ પ્રણયને ! ધિક્ મનુષ્યજીવનને ! શા માટે આ ગ ગાજલમા આનો પરિત્યાગ કરુ નહિ ?

જીવન અસાર છે સુખ નથી માટે અસાર છે, એમ નથી શેમળાના ઝાડે શેમળાના ફુલ ફુટવાના, એ માટે કાઇ તેને અસાર નહિ કહુ દુ ખમય જીવનમા દુ ખ છે. માટે કાઈ તેને અ-સાર નહિ કહુ પરતુ અસાર કહુ છુ એટલા માટે કે દુ.ખ જ દુ ખનુ પરિણામ છે–તેની પછી બીજુ' કાઈ જ નહિ મારુ અ તરનુ દુ ખ મે જ મારે ભોગવ્યુ, બીજા કોઇએ જાણ્યુ નહિ–બીજુ કોઈ સમજ્યુ નહિ દુ ખ પ્રકટ કરવાની ભાષા નથી માટે તે કહી શકી નહિ, સાભળનાર નથી માટે તે સ'ભળાવી શકી નહિ, સહૃદય સમઝદાર નથી માટે તે સમજાવી શકી નહિ એક શેમળાના ઝાડમાથી હજાર શેમળાના ઝાડ થઈ શકશે, પર તુ તમારા દુ ખે બીજા કેટલા જણને દુ ખ થશે? પરના અ'ત કરણમા પ્રવેશ કરી શકે, એવા કેટલા પર પૃથ્વીમા જન્મ્યા છે? પૃથ્વીમા કોણ એવુ

જન્મ્યુ છે, જે આંધળી ફુલવાળીનુ દુ.ખ સમજશે ? કોણ એવુ જન્મ્યું છે, જે આ ક્ષુદ્ર હૃદયમાં, દરેક વચને, દરેક શબ્દે, દરેક અક્ષરે, કેટલી સુખ-દુ ખની લ્હેરો ઉઠે છે, તે સમજી શકશે ? સુખ-દુ ખ ? હા, સુખ પણ છે જ્યારે ચૈત્ર માસમા ફુલના ટોપલા સાથે સાથે મધમાખી ઉડતી ઉડતી અમારા ઘરમા દાખલ થતી, ત્યારે એ અવાજની સાથે મારે કેટલુ સુખ ઉછળતુ એ કોણ સમજતું ? જ્યારે ગણીકાના મકાનમાથી વાજિંત્રનો ઝંકાર સાયકાળની પવનલહરિએ કાને આવતો, ત્યારે મારું સુખ કોણ સમજ્યુ હતુ ? જ્યારે વામાચરણને અર્ધી-પર્ધી વાચા ઉઘડી હતી–'જળ' કહેતા 'ત' કહેતો, 'કાપડ' કહેતા 'ખાઉ' કહેતો, 'રજની' કહેતા 'જુ જી' કહેતો, ત્યારે મારા મનમા કેટલુ સુખ ઉછળતુ, તે કોણ સમજ્યુ હતુ ? મારુ દુ ખ વળી કોણ સમજશે ? અંધનો રૂપોન્માદ કોણ સમજશે ? ન દેખવામા દુ ખ છે, તે કોણ સમજશે ? સમજે તો સમજે એ કદાચ, પણ દુઃખ પ્રકટ કરી શકી નહિ, એ દુ.ખ કોણ સમજશે ? પૃથ્વીમા દુ ખની ભાષા નથી, એ દુ.ખ કોણ સમજશે ? નાને મ્હોડે મોટા બોલ તમને સારા લાગતા નથી નાની ભાષામા મોટુ દુ.ખ પ્રકટ કર્યું જાય ખરુ ? એવું તો દુ ખ છે કે મારે શુ દુઃખ છે તે, એ દુ ખથી હૃદય ફાટી જવા છતા પણ, હુ પૂરેપૂરુ પોતે મનની અંદર વિચાર કરી લાવી શકતી નથી

મનુષ્યની ભાષામા તેવા શબ્દો નથી–મનુષ્યની તેવી વિચારશકિત નથી દુ ખ ભોગવુ છુ, પર તુ દુ ખ કેમે કર્યું સમજાતુ નથી મારે શુ દુ.ખ છે? શુ તે જાણુતી નથી, પર તુ હૃદય ફાટી જાય છે હમેશા એવુ જોવામા આવે છે કે તમારુ શરીર લેવાતુ જાય છે, તમારુ બળ હરાતુ જાય છે, પર તુ તમારા શરીરમાં રોગ શો છે એ તમે જાણી શકતા નથી તેમ જ ઘણી વાર જોવામા આવશે કે દુ.ખથી તમારી છાતી ફાટી જાય છે, પ્રાણુ બહાર કાઢી શૂન્ય માર્ગે પાઠવવા ઇચ્છા થાય છે, પર તુ શુ દુ ખ છે તે તમે પોતે સમજી શકતા નથી તમે પોતે સમજી શકતા નથી, પછી બીજા સમજતા'તા શુ ? આ શુ સાધારણ દુ ખ છે ? હુ કાઈ હોંશેથી કહુ છુ કે જીવન અસાર છે!

જે જીવન આવુ દુ ખમય છે તેની સલામતીને માટે હુ આટલી બ્હીતી હતી શા સારુ ? હુ શા સારુ આનો ત્યાગ કરુ નહિ ? આ, જોને, હુ કલકલ નાદ કરતી ગ ગાના તર ગની અ દર ઉભેલી છુ બે ડગલા આગળ વધુ કે મરી શકુ એમ છુ ન મરુ શુ કરવા ? આ જીવન રાખીને શુ કરવુ છે ? હુ મરવાની

હુ કેમ જન્મી ? કેમ આધળી થઇ ? જન્મી તો શચીન્દ્રને લાયક થઇ જન્મી નહિ કા ? શચીન્દ્રને લાયક ન થઇ તો પછી શચીન્દ્રના પ્રેમમા પડી કા ? પ્રેમમા પડી તો તેમની પાસે રહી શકી

નહિ કાં ? શાને માટે શચીન્દ્રની ઝંખનામાં ઘર છોડવુ પડયુ ? નિરાધાર, આંધળી, હુ ગગાના બેટમા મરવા આવી કેમ ? શા માટે હુ, પૂરના મ્હો આગળ તણખલા પેઠે, સસારના પ્રવાહમા, અજાણ્યે માર્ગે તણાતી ચાલી ? આ સસારમા ઘણા દુખી છે, હુ સૌથી વધારે દુખી કા ? આ બધો કોનો ખેલ છે ? દેવતાનો ? જીવના આટલા કષ્ટે દેવતાને શુ સુખ ? કષ્ટ દેવાને માટે સૃષ્ટિ કરીને શુ સુખ ? મૂર્તિમતી નિર્દયતાને શુ કરવા દેવતા કહું ? શું કરવા નિષ્ઠુરતાની પૂજા કરુ ? માણસનુ આટલુ દુંખ કદી દેવનુ કરેલુ ન હોય—જો હોય તો પછી દેવતા રાક્ષસના કરતા હજાર ગણા નીચ ત્યારે શુ મારુ કર્મફળ ? કયા પાપે હુ જન્માધ થઇ ?

એક બે ડગલા કરતી કરતી હુ આગળ વધવા લાગી હુ મરવાની ગગાનો તરગ-રવ કાનમા વાજવા લાગ્યો-જાણુમા મરાઈ રહ્યુ ! મને મીઠો સ્વર બહુ ગમે છે ! ના, હુ મરવાની ! હડપચી ડૂબી ! નીચલો હોઠ ડૂબ્યો ! હવે જરા વધારે. નાક ડૂબ્યુ ! આખ ડૂબી ! હુ ડૂબી !

ડૂબી ખરી, પણ મરી નહિ પરતુ આ દુ.ખ-ભર્યું જીવનચરિત્ર વધારે લખવાની હોશ થતી નથી. બીજુ એક જણ લખશે

હુ એ પ્રભાતના વાયુથી લ્હેરાતા ગગાજલના પ્રવાહમા નિમગ્ન થઇ તણાતી તણાતી ચાલી ક્રમે કરી શ્વાસ બધ થઇ ગયો, શુદ્ધિ જતી રહી

# ખડ ૨ જો.

# અમરનાથનું કથન.

## પ્રકરણ ૧ લુ.

મારા આ અસાર જીવનની ટુક કહાણી લખવાની ખાસ જરૂર છે આ સ સારસાગરમા કયે ખરાબે અથડાઈને મારી આ હોડી ભાગી છે તે હુ આ વિશ્વચિત્રપટ પર આલેખી રાખીશ, જોઈને નવીન નાવિકો સાવચેત રહી શકે

મારો નિવાસ-અથવા વતન-શાન્તિપુર મારા હાલના રહેઠાણનુ કશુ ઠેકાણું નથી. હુ ઉચ્ચ કાયસ્થ કુળમા જન્મેલો છુ, પર તુ મારા પિતૃકુળમા એક બહુ મોટુ કલ ક લાગેલુ છે મારી કાકી નીકળી ગઈ હતી મારા પિતાની સ્થાવર મિલકત જે કાઈ હતી તે વડે, બીજો કશો ઉદ્યોગ કર્યા વગર પણ, નિર્વાહ ચાલતો લોકોમા અમે ધનવાન ગણાતા

પિતાએ મને ભણાવવા પાછળ પુષ્કળ ધન ખરચ્યું હતુ હુ બે અક્ષર શીખ્યો પણ હતો પરતુ એ વાતનુ કામ નથી સર્પને મણિ હોય છે, તેમ મારે વિદ્યા હતી

હુ પરણવા લાયક ઉમ્મરનો થતા મારા માટે ઘણી કન્યાઓના માગાં આવ્યા, પરન્તુ એક પણ સબંધ પિતાને પસદ પડયો નહિ તેમની ઇચ્છા એવી જે, કન્યા પરમ સુદર હોવી જોઇએ, કન્યાનો પિતા પરમ ધનવાન હોવો જોઇએ, અને કુલીનતાના નિયમ બરાબર જળવાવા જોઇએ પરન્તુ એકે જોગ મળી આવ્યો નહિ મુદ્દાની વાત એ કે અમારૂ કુળકલક સાભળી કોઇ મોટા માણસનુ , મને કન્યા દેવા, મન થયુ નહિ આવો સબધ કરતા કરતા મારા પિતા પરલોકવાસ પામ્યા

આખરે, મારા પિતાના સ્વર્ગવાસ પછી મારી એક ફઇએ એક સબધ જોડી દીધો ગગાને પેલે પાર, કાલિકાપુર નામે એક ગામ હતુ આ ઇતિહાસમા ભવાનીનગર કરીને બીજા ગામનુ નામ આવશે, આ કાલિકાપુર એ ભવાનીનગરની પાસેનુ ગામ. મારી ફઈનુ સાસરુ એ કાલિકાપુરમા હતુ ત્યા આગળ લવગ નામની કોઈ સદ્‌ગૃહસ્થની કન્યા સાથે ફઇએ મારો સબધ જોડી દીધો

સબધ થવા અગાઉ, લવગને હુ હમેશા જોતો. મારી ફઇને ઘેર હુ અવારનવાર જતો લવગને, ફઇને ઘેર પણ જોતો-તેના બાપને ઘેર પણ

જોતો અવારનવાર લવ ગને બાળપોથીમાથી ‘ક’ એ કરવત, ‘ખ’ એ ખડબુચ શીખવતો એની સાથે મારો સબધ થયો ત્યારથી એ મારી પાસે આવતી બધ થઈ, અને સાથે સાથે મારી એને જોવાની ઉત્સુકતા વધી તે સમયે લવ ગનો કન્યા-કાળ વીતી ગયો હતો–લવગકળી ખીલુ ખીલું થઇ રહી હતી આખની દૃષ્ટિ ચચળ સાથે ભીરુ બની આવી હતી, હાસ્ય મૃદુ અને શરમાળ બની ગયુ હતુ, ઉતાવળી ચાલ ધીમી થતી આવતી હતી મારા મનમા વસતુ કે આવુ સૌન્દર્ય મારા દીઠામા કદી આવ્યુ નથી આવુ સૌન્દર્ય યુવતીના અદૃ-ષ્ટમા કદી હોતું નથી ખરુ જોતા, બાળપણ વીત્યુ છે છતા જોબન આવ્યુ નથી, એવી કિશોરીનુ સૌન્દર્ય, અથવા કાલુ કાલુ બોલતા બાળકનુ સૌન્દર્ય એ જ મનોહર છે જોબનકાળનુ સૌન્દર્ય એવુ ન હોય જોબનકાળમા વસ્ત્રાભૂષણનો ઠાઠ, હાસ્યકટા-ક્ષનો ઠાઠ, વેણીનુ ડોલવુ, બાહુનુ વળવુ, ગરદ-નનુ મરડાવુ, વાણીનુ છળવુ–યુવતીના રૂપનો વિકાસ એક તરેહની ‘દુકાનદારી’ છે અને આપણે જે આખે તે સૌન્દર્ય જોઇએ છીએ, તે આખ પણ નિર્વિકાર નથી હોતી જે સૌન્દર્યના ઉપભોગમા ઇન્દ્રિયની સાથે સબધ ધરાવતા ચિત્તભાવનો લેશ માત્ર સ્પર્શ ન હોય તે જ ખરુ સૌન્દર્ય

આ અરંસામા અમારુ કુળકલક કન્યાના વડીલને કાને આવ્યુ સબધ તુટી ગયો મારુ હૃદયપખી હજી તો આ લવગલતાપર બેસવા જાય

છે ત્યા તો ભવાનીનગરનો રામસદય મિત્ર આવી લવગલતાને તોડી લઇ ગયો તેની સાથે લવગ-લતાના વિવાહ થયા લવગને મેળવવામાં નિરાશ થતાં હુ બહુ ઉદાસ બની ગયો.

આ પછી કેટલેક વર્ષે એક એવો બનાવ બન્યો કે જેના વિષે મારાથી બોલ્યુ બોલાતુ નથી, આગળ ઉપર બોલાશે કે નહિ તે પણ કહી શકાતુ નથી ત્યારથી મે ઘર છોડયુ, અને હુ દેશપરદેશ ભટકતો જ ફરુ છુ કયાય પણ સ્થિર રહી શકયો નહિ

કયાય પણ સ્થિર રહી શકયો નહિ ખરો, પરન્તુ ધાર્યુ હોત તો સ્થિર થઇ શકત મારે તમામ હતુ–ધન, સ પદ્, વય, વિદ્યા, બાહુબળ–કશાની ખોટ નહોતી, અદૃષ્ટને વાકે, એક દિવસની દુર્બુદ્ધિને લીધે તમામ છોડી–એ સુખમય ગૃહ–એ ખીલેલા બગીચા જેવો સ સાર છોડી–તોફાનથી ઝપટાતા પત ગની પેઠે હુ દેશેદેશ ભટકયો. ધારત તો હુ મારી એ જન્મભૂમિમાં રમ્ય ગૃહ રમ્ય સાજથી શણ-ગારી, વિલાસલહરિથી સુખની ધજા ફરકાવી હાસ્યના બાણથી દુ ખરાક્ષસનો વધ કરી શકત પર તુ—

અત્યારે એ જ વિચાર કરુ છુ કે શું કરવા ન કર્યો ? સુખદુ.ખની વ્યવસ્થા પરના હાથમા છે, પણ મન તો મારુ છે ને ! તરંગથી હોડી ડૂબી, એટલે હુ ડૂબી શા વાસ્તે રહ્યો—તરવાથી તો કિનારે પહોચાય ને ! અને દુઃખ–દુઃખ શું છે ? મનની અવસ્થા;

એ તો પોતાના હાથમા છે  સુખદુઃખ પરના હાથમા કે મારા પોતાના હાથમા ? પર, કેવળ, બહિર્જગતૂનો મુખ્તિયાર છે--અંતર્જગતૂમાં હુ જ કુલ મુખ્તિયાર છું મારુ રાજ્ય સાચવી હુ સુખી થઈ શકું નહિ કેમ ? જડજગત્ એ જગત્; અન્તર્જગત્ એ શુ જગત્ નહિ ? પોતાનુ મન સાચવીને રહ્યુ જાય નહિ ? તમારા બાહ્ય જગત્મા કેટલીક સામગ્રી છે ? મારા અન્તર્જગત્મા શી શી નથી ? મારા અન્તરમા જે છે તે તમારા બાહ્ય જગત્મા દેખાડશો, છે મગદૂર ? જે કુલ આ માટીમા ફુટે છે, જે વાયુ આ આકાશમા વાય છે, જે ચન્દ્ર આ ગગનમા ઉગે છે, જે સાગર આ અંધકારમા આપોઆપ મસ્તીમા આવે છે, તેના જેવુ કાંઇ એ તમારા બાહ્ય જગત્મા કયા છે ?

ત્યારે શા માટે, તે મધ્યનિશાએ, ભર નિદ્રામા પડેલી સુન્દરીની સૌન્દર્યપ્રભા—જવા દે ! એક દિવસ મધ્યનિશાએ આ સીમા વગરની પૃથ્વી તે એકાએક મારી નજરે સુકાયેલ બોર જેવડી નાની બની ગઈ— મને સંતાવાનું સ્થાન મળ્યુ નહિ. હું દેશોદેશ ભટકયો



## પ્રકરણ ૨ જું.

કાળના શીતળ લેપથી એ અંતરનો ઘા રફતે રફતે રુઝાઈ જવા લાગ્યો

કાશીધામમા ગોવિન્દકાન્ત દત્ત નામે કોઇ એક સદાચારી, અતિવૃદ્ધ, પ્રતિષ્ઠિત આદમી સાથે મારે પિછાન થઇ એમણે લાબા કાળથી કાશીવાસ કર્યો હતો

એક દિવસ તેમની સાથેના વાર્તાલાપ દરમ્યાન પોલીસના જુલમની વાત પ્રસગવશાત્ નીકળી ઘણા જણે પોલીસના જુલમને લગતી ઘણીક વાત કહી—એક બે સાચી—એક બે કહેનારની જોડી કહાડેલી. ગોવિન્દકાન્ત બાબુએ એક વાત કહી તેનો સારાશ આ છે:—

“હરેકૃષ્ણ દાસ નામનો અમારા ગામમા એક એકલ ગરીબ કાયસ્થ હતો. તેને એક દીકરી સિવાય બીજુ કંઇ ફરઝંદ નહોતું ધણિયાણી ગુજરી ગઇ હતી, અને પોતે પણ માદો રહેતો. તેથી દીકરી, ઉછેરી મોટી કરવા, પોતાના સાઢુને સોપી હતી. આ

દીકરીના કેટલાક સોનાના ઘરેણાં હતાં. તે લોભના માર્યા એણે પોતાના સાહુને દીધાં નહોતાં પરંતુ મોત આવી પહોચ્યું દીઠું, ત્યારે એ ઘરેણાં તેણે મને બોલાવી મારી આગળ મૂકયાં, ને કહ્યુ જે 'મારી દીકરી સમજણી થાય ત્યારે તેને દેજો હમણા આપવાથી રાજચન્દ્ર ખાઈ જશે' મેં કબૂલ કર્યું તે પછી હરેકૃષ્ણ મરણ પામ્યો, ને એ નાવારસ મુઓ છે કરી, નદી-ભૃંગી સાથે દેવાધિદેવ મહાદેવ ફોઝદાર સાહેબ હાજર થયા હરેકૃષ્ણના લોટો, વાટકો, પથરો, રામપાતર, નાવારસ માલ તરીકે કબ્જે કર્યા કોઇક બોલ્યું જે હરેકૃષ્ણ નાવારસ નથી—કલકત્તામા તેની દીકરી છે ફોઝદાર સાહેબે તેને ઉધડો લઇને ફરમાવ્યુ 'વારસ હશે તો હઝૂરમા હાજર થશે' એ વખતે મારા એક બે દુશ્મને લાગ સાધીને કહી દીધુ જે ગોવિન્દ દત્તની પાસે એના સોનાના ઘરેણા છે મને બોલાવવામા આવ્યો હુ તે ઘડી દેવાધિદેવની પાસે આવી હાથ જોડી ઉભો રહ્યો કાઈક ગાળ ખાધી ત્હોમતદારની હરોળમા ધક્કેલાઈ જવાનો ઘાટ દીઠો કહુ શુ ? ગડદાપાટુની તૈયારી જોઇ ઘરેણા બધા ફોઝદાર સાહેબના ચરણકમળમા ઠલવી દીધા, ને ઉપરથી પચાસ રૂપિયા રોકડા દીધા ત્યારે છૂટવા પામ્યો.

"કહેવાની જરૂર નથી જે ફોઝદાર સાહેબે ઘરેણા પોતાની પુત્રીના વપરાશને માટે પોતાને ઘેર

મોકલી દીધાં, અને ઉપરી સાહેબને રિપોર્ટ કર્યો કે હરેકૃષ્ણ દાસની, એક લોટો અને એક દીવી સિવાય, બીજી કાંઇ મિલકત છે નહિ, અને તે નાવારસ ગુજરી ગયો છે તેનું કોઈ નથી. ”

હરેકૃષ્ણ દાસનું નામ મેં સાભળ્યું હતું. મેં ગોવિન્દ બાબુને પૂછયું:—

“ આ હરેકૃષ્ણ દાસના એક ભાઈનું નામ મનોહર દાસ ને ? ”

“ હા, આપે શી રીતે જાણ્યુ ? ” ગોવિન્દકાન્ત બાબુ બોલ્યા.

હું વિશેષ કાઈ બોલ્યો નહિ—પૂછયુ :—

“ હરેકૃષ્ણના સાઢુનું નામ શુ ? ”

“ રાજચંદ્ર દાસ ”

“ તે રહે છે કયા ? ”

“ કલકત્તામા પરન્તુ કયે ઠેકાણે તે હું ભૂલી ગયો છુ ”

“ એની છોકરીનુ નામ શું તે જાણો છો ? ”

“ હરેકૃષ્ણે તેનું નામ રજની રાખ્યુ હતુ .”

આ પછી થોડે જ દિવસે મેં કાશી છોડયું.



# પ્રકરણ ૩ જું



પહેલાં તો મારે સમજવું જોઇએ કે હું શું શોધુ છું? ચિત્ત મારુ દુખમય છે, આ સંસાર મારે મન અધકાર છે. આજ મારુ મૃત્યુ થતું હોય તો કાલ જોવા હું ચાહતો નથી જો દુઃખ મટાડી ન શકાય, તો પુરુષત્વ કયા રહ્યુ? હા, પણ રોગ મટાડવો હોય તો પહેલા રોગ નક્કી થવો જોઇએ દુખ મટાડવા પહેલા, મારુ દુખ શુ છે તે, નક્કી થવુ જરૂરનુ છે

દુખ શુ છે? અભાવ રોગ દુઃખ છે, કારણ, રોગ આરોગ્યનો અભાવ છે. દરેકેદરેક અભાવ કાઇ દુ.ખ નથી, એ જાણુ છુ રોગનો અભાવ કાઈ દુ.ખ નથી. અમુક અમુક અભાવ જ દુ.ખ છે

મારે શેનો અભાવ છે? હુ ચાહું છુ શુ? માણસજાત જ ચાહે છે શુ? ધન? મારે જોઇએ તેટલું છે.

યશ? દુનીઆમાં એવું કોઈ નથી કે જેનો યશ હોય નહિ. જે પાકો દગલબાજ છે, તે પણ

બહુ બુધ્ધિશાળી છે એવો યશ પામે છે. મેં એક કસાઇનો સુધ્ધાત યશ સાભળ્યો છે – માંસ વેચવામા તે કોઇને પણ ઠગતો નહિ. તે કદી કોઇને પણ ઘેટાનું માસ કહી કુતરાનું માસ દેતો નહિ યશ સૌ કોઇનો હોય છે. વળી કોઇનો પણ યશ સ-પૂર્ણ હોતો નથી. બેકનને માથે લાચ લીધાનો અપવાદ આવ્યો, સૉક્રેટિસ અપયશને લીધે મોતની સજાને લાયક થયો, યુધિષ્ઠિર દ્રોણવધ સંબધમા જૂઠુ બોલ્યા, અર્જુન બભ્રુવાહનને હાથે હાર્યો, કૈસરને બિથિનિયાની રાણી કહેતા એ વાત હજી સુધી ચાલે છે, શેકસપીયરને વૉલ્ટેરે ભાંડ કહ્યો છે. યશ જોઇતો નથી.

યશ–સાધારણ લોકને મ્હોએ સાધારણ લોક, કોઈજ વિષયના ન્યાય કરવાવાળા નથી–કેમકે સાધારણ લોક મૂર્ખ અને સ્થૂળ બુદ્ધિના હોય છે. મૂર્ખ અને સ્થૂળ બુદ્ધિવાળા આગળ યશસ્વી થવાથી મને શુ સુખ થવાનું છે? મારે યશ જોઇતો નથી

માન? સંસારમા એવા માણસ કોણ છે કે જેઓ તરફના માનથી હું સુખી થાઉ? જે બે ચાર જણ છે, તેઓની આગળ મારુ માન છે બીજાની પાસે માન–તે અપમાન માત્ર છે. રાજ-દરબારમાં માન– તેને હું દાસત્વની ખાસ નિશાની તરીકે નાપસદ કરુ છુ. મારે માન જોઈતુ નથી. માન જોઇએ છે કેવળ પોતાની પાસે.

રૂપ? કેટલુક જોઈએ? કઈક જોઈએ. લોકો જોઈને થુકે નહિ એટલુ. મને જોઈને કોઈ થુકતું નથી રૂપ જે છે તે મારે પુષ્કળ છે

આરોગ્ય? મારું આરોગ્ય હજી સુધી તો અખૂટ છે

બળ? બળને શુ કરું? માર મારવા માટે બળ ખપનુ છે હુ કોઇને પણ માર મારવા માગતો નથી

બુદ્ધિ? આ સસારમા કોઈ કદી પણ પોતાનામા બુદ્ધિનો અભાવ છે એમ માનતુ નથી હુ પણ માનતો નથી સૌ કોઈ પોતાને અત્યત બુદ્ધિમાન્ માને છે હુ પણ મને માનુ છુ

વિદ્યા? એનો અભાવ સ્વીકારુ છુ, પરતુ કોઇએ કદી પોતાને વિદ્યાના અભાવથી અસુખી માન્યો નથી હુ પણ મને માનતો નથી

ધર્મ? લોકો કહે છે જે ધર્મનો અભાવ પરલોકના દુ.ખનુ કારણ છે, આ લોકના નહિ લોકોના આચરણ પરથી દેખાય છે કે અધર્મનો અભાવ એ જ દુખ છે. જાણુછુ કે એ ખોટુ છે પરન્તુ જાણ્યા છતા પણ ધર્મની કામના કરતો નથી મારે એ દુખ નથી.

પ્રણય? સ્નેહ? ચાહ? હુ જાણુંછુ જે આનો અભાવ એ જ સુખ છે—ચાહ એ જ દુ.ખ છે સાક્ષી લવંગલતા.

ત્યારે, મારે શેનુ દુ:ખ છે. મારે અભાવ શેનો છે? મારે શેની કામના છે, કે જે પ્રાપ્ત કરવામા સફળ થઈને હું મારુ દુ:ખ મટાડુ? મારી કામ્ય વસ્તુ શી છે?

સમજ્યો. કામ્ય વસ્તુનો અભાવ એ જ મારું દુઃખ છે હુ સમજ્યો જે, બધુ અસાર છે તેથી જ, મારે દુઃખ એ જ સાર છે

---

## પ્રકરણ ૪ થુ.

કેશુ કામ્ય શુ શોધ્યુ જડતુ નથી? આ અનન્ત સસાર અસખ્ય રત્નોથી ભરપૂર છે, એમા મારુ પ્રાર્થનીય શુ કઈજ નથી? જે સસારમા એક બારીક-માડ માંડ દેખી શકાય એવો-કીટ યાતો પતગ અનન્ત કૌશલનુ સ્થાન છે, અનન્ત જ્ઞાનનો ભડાર છે, જે જગત્મા રસ્તામાની રેતીનો એક એક કણુ અનન્ત રત્નના ઉત્પત્તિસ્થાન મહાન્ પર્વત-રાજના અગનો અશ છે, તે સસારમાં-તે જગ-

તૂમાં શું મારી કામ્ય વસ્તુ કંઇ જ નથી? જુઓ. હું તે કઇ બિસાતમાં? ટિન્ડૉલ, હક્સલી, ડાર્વિન, અને લાયલ, એક આસને બેસી, જીંદગીભરમા, આ જરા સરખું ઝાકળબિન્દુ, આ રેતીનો કણ, કે આ કાટાશેળિયાનું ફુલ, એના ગુણનુ વર્ણન કરવા સમર્થ થયા નથી–તે છતા પણ શુ મારી કામ્ય વસ્તુ છે નહિ હું શું છુ?

જુઓ, આ દુનિયામા કેટલા કરોડ મનુષ્ય છે તેની કોઇએ ગણતરી કાઢી નથી ઘણા કરોડ મનુષ્ય એમા ફેર નહિ. એમાનુ એક મનુષ્ય, અસંખ્ય ગુણનો આધાર છે બધાયે ભકિત, પ્રીતિ, દયા, ધર્માદિના આધાર છે. બધાયે પૂજ્ય છે, બધાંયે અનુસરણીય છે. મારું કામ્ય શુ કોઇ નથી? હુ શું છુ?

મારો એક વાછનીય પદાર્થ હતો–આજ પણ છે. પરંતુ એ વાસના પૂરી થનાર નથી. માટે તેને હૃદયમાથી ઘણા દિવસ થયા ઉખેડી નાખી છે હવે પાછી સજીવન કરવા ચાહતો નથી બીજું કાઇ વાછનીય સંસારમા નથી શું?

એ જ શોધુ છુ શું કરુ?

કેટલાક વર્ષ થયા હુ મને પોતાને આ પ્રશ્ન કરતો હતો; ઉત્તર દઈ શકતો નહોતો. જે એક બે દોસ્તભાઈબંધ છે તેમને પૂછતા તેઓ કહેતા, તારું પોતાનું કામ ન હોય, તો પરનું કામ કર. લોકોનો બને તેટલો ઉપકાર કર.

એ તો પુરાણી વાત છે. લોકોનો ઉપકાર શાથી થાય? રામની માના છોકરાને તાવ આવ્યો છે, નાડ જોઈ થોડુંક ક્વીનાઇન દો; રઘા ઘેલાને ઓઢવા વસ્ત્ર નથી, કામળી લઇ દો; સસ્તાની મા વિધવા છે, મહિનો બાંધી દો, સુંદર હજામના છોકરાને ઈસ્કોલમા ભણવાની ફી વગેરે નથી, એને ફી વગેરેની અનુકૂળતા કરી દો આ શું પરનો ઉપકાર?

માનીએ કે આ જ પરનો ઉપકાર પરન્તુ આ બધામા કેટલી ઘડી જાય? કેટલોક વખત નીકળે? કેટલીક મહેનત પડે? માનસિક શકિતઓ કેટલીક ઉત્તેજિત થાય? મારુ એમ કહેવુ નથી જે આ બધા કાર્ય મારાથી બને તેટલા હું કર્યાં કરુ છુ. પરંતુ જેટલા કરુ છુ તેનાથી મને લાગતુ નથી કે આથી મારો અભાવ પૂર્ણ થશે. મારા લાયક કામ હું શોધું છુ

બીજા એક પ્રકારનો લોકોનો ઉપકાર કરવાનો વા વાયો છે તેનું એક બોલમા વર્ણન કરવું હોય તો કહેવું જોઇએ, "બકાબક, લખાલખ" સોસાયટી, ક્લબ, ઍસોસિએશન, સભા, સમાજ, વકતૃતા, રેઝો-લ્યુશન, આવેદન, નિવેદન, સમવેદન,—હું એમાં છુ નહિ મેં એક દિવસ કોઈક બંધુને એક મહાસભામા આવું એકાદ "આવેદન" વાંચતાં દેખી પૂછયું, 'શું વાચો છો'? તેણે કહ્યુ,—'એવું કાંઈ નથી, ફકત આંધળો ફકીર ભીખ માગે છે.' આ બધું મારી

ક્ષુદ્ર બુદ્ધિ મુજબ તે જ છે ફક્ત આંધળો ફકીર ભીખ માગે છે રે ભાઇ ભીખ.

આ રોગનો બીજા એક પ્રકારનો વિકાર છે; વિધવાને પરણાવો, કુલીન બ્રાહ્મણને પરણતા બંધ કરો, બાળવિવાહ બંધ કરો, નાતજાતના ભેદ કાઢી નાખો. સ્ત્રીજાત હાલમાં ઢોરની માફક વાડામાં બંધાઇ રહે છે, દોરડું છોડી તેમને છૂટી મુકી દ્યો–ભલે ચરી ખાતી મારે પોતાને ઢોર નથી, તેમ બીજાના વાડાની સાથે મારે એવો કાંઈ સંબધ નથી. જાતિ કાઢી નાખવા હુ બહુ રાજી નથી, હું એટલે દરજ્જે હજી પણ સુશિક્ષિત થયો નથી હું હજી પણ મારા ઝાડુવાળાની સાથે બેસી જમવાને ખુશી નથી, તેની દીકરીને પરણવાને ખુશી નથી, અને જે ગાળ શિરોમણિ મહાશય દે ને મુગે મ્હોડે સાખી રહું, તે ગાળ ઝાડુવાળાને મ્હોડેથી સાખવાને ખુશી નથી એટલા માટે મારી જાતિ ભલે રહી. વિધવાને પરણવું હોય તો ભલે પરણે, છોકરા છૈયાને વાઢા રહેવુ હોય તો ભલે રહે, કુલીન બ્રાહ્મણને એક પત્નીની બળતરાથી ખુશી થવું હોય તો ભલે થાય, મારે વાધો નથી, પરન્તુ એને ટેકો આપ્યાથી લોકોનુ શું હિત થનાર છે તે મારી બુદ્ધિની દોડથી બહાર છે.

એટલા માટે આ બંગસમાજમા મારે કશું કર્ત્તવ્ય નથી અહિયા હુ કોઇ નથી—હુ કયાય નથી હું તે હુ, એટલું જ છે. બીજું કાંઈ નથી.

મારું દુ:ખ એ જ છે. બીજું કાંઈ દુ:ખ નથી–લવંગલતાનો હસ્તલેખ ભૂલી જાઉં છું.



# પ્રકરણ ૫ મુ.



**મા**રી આવી મનની અવસ્થા હતી એવે સમયે કાશી ધામમા ગોવિન્દ દત્તની પાસેથી મે રજનીનું નામ સાભળ્યુ મનમા થયું, ઇશ્વરે મને, જાણુમા, એક ભારે કામનો ભાર સોંપ્યો આ સંસારમા મને એક કામ મળ્યુ રજનીનો ખરેખરો ઉપકાર યત્ન કર્યાથી કરી શકાય મારું પોતાનું તો કાંઈ કામ નથી, પછી આ કામ શા વાસ્તે ન કરું? આ શુ મારા લાયક કામ નથી?

આ સ્થળે શચીન્દ્રની વંશાવળીની માહિતી થોડી ઘણી દેવી જોઇશે શચીન્દ્રના પિતાનું નામ રામસદય મિત્ર, દાદાનુ નામ વાંછારામ મિત્ર, વડ-દાદાનું નામ કેવળરામ મિત્ર. શચીન્દ્રના વડવા કલકત્તામાં રહેતા નહોતા–એનો પિતા પહેલવહેલો આવી રહ્યો એના વડવા ભવાનીનગર નામે ગામમા

રહેતા. એનો વડદાદો ગરીબ–ખાલીખમ–આદમી હતો દાદાએ બુદ્ધિબળે ધન ભેળું કરી, એ લોકો હાલ ભોગવતા હતા તે, સ્થાવર મિલકત ખરીદેલી હતી.

વાંછારામને એક પરમ મિત્ર હતો. તેનું નામ મનોહર દાસ. વાંછારામ, મનોહર દાસની મદદ વડે જ, આ વૈભવનો માલેક થયો હતો મનોહર મરી મથીને તેનુ કામ કરતો; પોતાને માટે ધન ભેળુ કરવાની વાત નહિ. વાંછારામ તેના આ બધા ગુણથી અત્યંત વશ થઇ ગયો હતો મનોહરને માના જણ્યા ભાઇ સમાન ચાહતો હતો, અને મનોહર ઉમ્મરે મોટો એટલે વડીલ ભાઇ સમાન એનુ માન રાખતો. રામસદયને એના પિતા સાથે એટલુ બનતુ નહિ જાણમાં બન્ને પક્ષનો કઈ કંઈ દોષ હશે

એક દિવસ રામસદયની સાથે મનોહર દાસને બહુ જબરી તકરાર થઇ. મનોહર દાસે વાંછારામને કહ્યુ જે રામસદયે મારુ અમુક બાબતમા અસહ્ય અપમાન કર્યું છે અપમાનની વાત વાંછારામને કહી. મનોહર દાસ એનુ કામ છોડી દઈ સકુટુબ ભવાનીનગરથી ઉપડી ગયો વાંછારામે મનોહરને બહુ બહુ કાલાવાલા કર્યા, પણ મનોહર એકનો બે થયો નહિ ઉપડી જઇને કયે ઠેકાણે જઈ રહ્યો એ પણ કોઇને જંણાવ્યું નહિ

વાંછારામ રામસદયને ગમે તેટલો ચાહતો હોય યા ન હોય પણ મનોહરને તેનાથી વધારે ચાહતો. આથી

કરી, રામસદયના ઉપર એના ક્રોધનો પાર રહ્યો નહિ. વાંછારામે અત્યંત તીક્ષ્ણ વચનો કહી ગાળ દીધી; રામસદય પણ બધા વચન મુંગે મ્હોંએ સાંભળી રહ્યો નહિ

બાપ દીકરાની તકરારનું ફળ એ નીપજ્યું જે વાંછારામે દીકરાને ઘરમાથી કાઢી મૂકયો. તેમ દીકરાએ ઘર છોડી સોગંદ લીધા કે ફરી કદી પણ બાપના ઘરમા પગ નહિ મૂકુ વાંછારામે ગુસ્સામા આવી એક 'વિલ' કર્યું 'વિલ'મા લખવામા આવ્યું જે વાંછારામ મિત્રની મિલકતનો તેનો પુત્ર રામસદય મિત્ર કોઈ કાળે હકદાર થશે નહિ. વાંછારામ મિત્રની હયાતી બાદ મનોહર દાસ, મનોહર દાસના અભાવે મનોહર દાસના વારસો, હકદાર થશે; તેના અભાવે રામસદયના પુત્ર પૌત્રાદિ અનુક્રમે; પણ રામસદય નહિ.

રામસદય ઘર છોડી પહેલી વારની સ્ત્રીને લઈ કલકત્તામા આવ્યો. આ સ્ત્રીની ગાઠે પિતાનું આપેલું કંઈક દ્રવ્ય હતુ તેને આધારે, અને એક સજ્જન વેપારી સાહેબની મહેરબાનીથી તે વેપારમા પડયો. લક્ષ્મી સુપ્રસન્ન થઈ, કુટુમ્બના પાલણપોષણને માટે એને કાંઈ કષ્ટ વેઠવું પડયું નહિ

કષ્ટ વેઠવુ પડયુ હોત તો તો વખતે વાંછારામને દયા આવત. પુત્રની સુખી અવસ્થા સાંભળી, વૃદ્ધનો સ્નેહ બાકી હતો એ પણ ઉડી ગયો. આ તરફ પુત્રે પણ રીસમાં ને રીસમાં પિતાના બોલાવ્યા વગર

ફરી કદી નહિ જાઉં એવી ગાંઠ વાળી, અને પિતાની કાંઇ ખરખબર લીધી નહિ. અવજ્ઞા અને તિરસ્કારને લીધે પુત્ર આમ કરે છે એમ માની વાંછારામે તેને કાંઇ ફરી બોલાવ્યો નહિ

આથી કરી કોઇનો પણ રોષ ઉતર્યો નહિ, 'વિલ' ફેરફાર થયા વગરનું જ રહ્યું એવામા એકાએક વાંછારામનો સ્વર્ગવાસ થયો

રામસદય શોકથી વ્યાકુળ બન્યો, પિતાના મરણ પહેલા તેમની મુલાકાત લઇ કરવુ ઘટતું હતુ એ કર્યું નહિ એ દુઃખથી બહુ દિવસ પર્યંત એણે વિલાપ કર્યો તે ફરી ભવાનીનગર ગયો નહિ. કલકત્તામા જ પિતાનુ ઉત્તરકાર્ય ઉકેલ્યુ કેમકે એ ઘર તો હવે મનોહર દાસનું થયુ

આ તરફ મનોહર દાસના કશા સમાચાર ન મળે. પાછળથી માલૂમ પડયુ જે વાંછારામની હયાતીમા પણ મનોહરના કોઇને કશા સમાચાર મળ્યા નહોતા મનોહર દાસ ભવાનીનગરમાથી બસ ગયો એ ગયો કયા ગયો તેની વાંછારામે ઘણી શોધ કરી, કોઈ રીતે કશા સમાચાર મળ્યા નહિ. એટલે તેણે 'વિલ'ની એક પૂરવણી તૈયાર કરી તેમાં વિષ્ણુરામ સરકાર નામના પોતાના એક કલકત્તાવાસી નજીકના સંબંધીની 'વિલ'ના 'એક્ઝિક્યુટર' તરીકે નીમણુક કરી, અને તેમાં સાફ લખ્યું જે વિષ્ણુરામ સરકારે યત્નપૂર્વક મનોહર દાસની શોધ કરવી; અને પરિણામે મિલકત જેને મળવી જોઇએ તેને આપવી.

વિષ્ણુરામ બાબુ અતિ વિચક્ષણ, નિ:સ્પૃહી અને વ્યવહારકુશળ આદમી હતા. તેમણે વાંછારામનું મૃત્યુ થવા પછી તરત જ મનોહર દાસની શોધ કરવા માડી, અને બહુ મહેનત અને બહુ પૈસાને ભોગે જે વાતનો પત્તો વાંછારામને લાગ્યો નહોતો, તેનો ઉંડો મર્મ પોતે જાણી લીધો. તેમની શોધનો ટુંક સાર એ છે જે,-મનોહર દાસ ભવાનીનગરમાથી જતો રહીને કંઈક કાળ સપરિવાર ઢાકા જીલ્લામા જઈ રહ્યો હતો, પાછળથી ત્યા આગળ ગુજરાન ચલાવવામાં કંઇ કષ્ટ પડવાથી કલકત્તા તરફ વહાણુ-રસ્તે આવતો હતો; દરમિયાન, રસ્તામા તોફાન લાગવાથી સપરિવાર જળમાં ડૂબી ગયો હતો પાછળ કોઈ વારસ હોય એવો પત્તો લાગ્યો નહિ

વિષ્ણુરામ બાબુએ આ બધી હકીકતનો અચૂક પુરાવો એકઠો કરી રામસદયને દેખાડયો. હવે વાંછારામની સ્થાવર મિલકત શચીન્દ્ર વગેરે બે ભાઇની થઈ, અને વિષ્ણુરામ બાબુએ પણ તે તેમના હાથમા સોપી દીધી.

અત્યારે આ રજની જો જીવતી હોય, તો જે મિલકત રામસદય મિત્ર ભોગવે છે તે રજનીની થાય. રજની વખતે અત્યંત દરિદ્ર અવસ્થામા સપડાઈ હોય. શોધ કરી જોઉ જોઇએ. મારે બીજું કંઈ કામ નથી.



## પ્રકરણ ૬ ઠું.

અંગાળામા આવ્યા બાદ હું એક વખત એક ગામડામા કોઈક સંબધીને ત્યાં નિમંત્રણ હતું તેથી ગયો હતો; દરમિયાન સવારના પહોરમા ગામની આસપાસ ફેરો મારવા ગયેલો ફરતાં ફરતા એક મનોહર વન દીઠું 'દૅાયેલ'* સપ્તસૂર મિલાવી અદ્દભુત એકતારો બજાવે છે, ચોતરફ વૃક્ષોની હારની હાર-તાજાં, કુમળાં, નીલવર્ણાં પાદડાથી છવાયલી, પાંદડાની અરસપરસ ઠેલ ઠેલા-ભેટ ભેટા, શ્યામ રૂપના ઢગના ઢગ, કયાક કળિયો, તો કયાક ખીલેલા ફુલ, કયાંક કાચાં તો કયાંક પાકા ફળ. આવા વનની અંદર આર્ત્ત નાદ સંભળાયો વનના ઉડાણમા દાખલ થઇ જોઉછું તો એક વિકરાળ આકૃતિનો પુરુષ એક જુવાન સ્રીના ઉપર હુમલો કરે છે.

જોતા વેંત જણાયું કે પુરુષ અતિશય નીચ જાતિનો ચંડાળ. છે-જાણમા ચમાર કે તાડીવાળો હશે કમ્મરે કટાર છે-બાધો અત્યંત જોરાવર છે.

---

* એક જાતનુ પક્ષી

ધીરે ધીરે હું એની પીઠ આગળ ગયો. જઇને એની કમ્મરેથી કટાર ખેંચી લઇ આઘે ફેંકી દીધી. દુષ્ટ તરત જ યુવતીને છોડી દઇ મારી સામે આવી ઉભો. મને ગાળ દીધી. એની દૃષ્ટિ જોઇ મને ધાસ્તી લાગી

મેં જોયુ કે આ સ્થળે વિલંબ કરવા જેવું નથી એકદમ મેં એની ગળચી પકડી; છૂટા થઇને એણે ઉલટો મને પકડયો મે એને સામો પકડયો. બેશક એનું જોર વધારે હતુ, છતા હું ડર્યો નહિ–કે ડગ્યો નહિ અવકાશ મળતા મેં એ યુવતીને કહ્યુ જે, "તું આ ઘડિયે નાસવા માડ, હું આને બરાબર સજા કરું છુ."

યુવતી બોલી: "કયા નાસુ ? હું તો આંધળી છુ આ તરફના રસ્તાની માહિતગાર નથી"

આંધળી ! મારું જોર વધ્યુ હુ રજની નામે એક અંધકન્યાને શોધતો હતો

મે જોયુ કે એ જોરાવર આદમી જો કે મને મારી શકતો નથી છતા એ મને જોરથી ઘસડી લઈ જાયછે. એની દાનત મે જાણી જે તરફ મેં કટાર ફેંકી હતી તે જ તરફ એ મને ઘસડી લઇ જતો હતો મેં તરત એ દુષ્ટને છોડી દઈ, આગળથી જઈ કટાર ઉપાડી લીધી. તેણે એક ઝાડની ડાળી તોડી લઈ, ફેરવીને મારા હાથ ઉપર મારી મારા હાથમાથી કટાર પડી ગઇ કટાર ઉપાડી લઇ મને ત્રણ ચાર સ્થળે જખમ કરી એ નાસી ગયો.

મને સખત ઇજા થઇ હતી. મહા કષ્ટે મેં મારા સગાના ઘર તરફ ચાલવા માંડયું એ અંધ યુવતી મારા પગરવને આધારે મારી પાછળ પાછળ આવવા લાગી. થોડેક ગયો ત્યાં મારાથી આગળ ચાલી શકાયું નહિ રસ્તે ચાલનારાઓ મને ઝાલીને મારા સગાને ત્યાં મૂકી ગયા.

એ સ્થળે હુ કેટલોક કાળ પથારીવશ રહ્યો. કંઇક, બીજા આશરા–ઠેકાણાના અભાવે, તેમ કંઈક, મારી દશા શી થાય છે તે જાણ્યા વગર જવું ઠીક નહિ તેથી, એ અંધ યુવતી પણ ત્યા રહી'

બહુ દિવસે, બહુ કષ્ટે, હુ સાજો થવા પામ્યો.

એ આંધળી યુવતીને જોઇ ત્યારથી જ મને વહેમ પડયો હતો

જે દિવસે પહેલવહેલી મારી જબાન ખુલી, ને એ પથારી પાસે આવી, તે જ દિવસે મે તેને પૂછયું‍—

"તારુ નામ શુ, હેં?"

"રજની"

હું ચમકી ઉઠયો

"શુ, તુ રાજચંદ્ર દાસની દીકરી?" મે પૂછયું.

રજની પણ આશ્ચર્ય પામી.

"આપ બાપાને ઓળખો છો?"

મે સ્પષ્ટ ઉત્તર કાઈ આપ્યો નહિ.

મને તદ્દન આરામ થઇ ગયો, એટલે રજનીને લઈ હું કલકત્તે ગયો

## પ્રકરણ ૭ મુ.

કુલકત્તે જતી વખતે હુ એકલી રજનીને સાથે લઈને ન નીકળ્યો મારા સગાને ઘેરથી તિનકૉડી નામે એક ઘરડી ચાકરડીને સાથે લઈ લીધી આ સાવચેતી રજનીનુ મન રાજી રાખવાને લીધી હતી માર્ગમા મે રજનીને પૂછયુ .—

"રજની, તુ રહેછે કલકત્તામાં—છતા આહંયાં કયાથી આવી ચડી?"

"મારે શું બધી વાત કહેવી જોઇશે?" રજની બોલી.

"તારી મરજી ન હોય તો ન કહેતી." મેં કહ્યુ

ખરું જોતાં આ અંધ સ્રીની બુદ્ધિ, સમજણ અને સરળતાથી હું ઘણો જ પ્રસન્ન થયો હતો. તેને કોઇ રીતે દુભવવાની મારી મરજી નહોતી રજની બોલીઃ—

"આપે પરવાનગી આપી તો કેટલીક વાત હું છાની રાખીશ ગોપાળ બાબુ કરીને મારો એક પાડોશી છે. એની સ્ત્રીનુ નામ ચંપા. ચંપા સાથે મારે અચાનક ઓળખાણ પડી એનું પિયર હુગલી. એણે મને કહ્યુ, 'મારે પિયર જઈશ?' મેં હા પાડી તે મને એક દિવસ પોતાની સાથે ગોપાળ બાબુને ઘેર લઈ આવી. પરંતુ એ મને પોતાને પિયર પહોચાડવા આવી નહિ. પોતાના ભાઈ હીરાલાલને મારી સાથે મોકલ્યો અને હીરાલાલ હોડી કરી, મને લઇ, હુગલી ભણી ચાલ્યો "

હું અહિં આગળ સમજી ગયો કે રજની હીરાલાલ સબંધી વાત છૂપાવે છે મેં પૂછયું.—

"તુ એની સાથે ગઈ?"

રજની બોલી·—"મરજી નહોતી, છતાં જવું પડયુ કેમ જવુ પડયું તે કહી શકુ એમ નથી. રસ્તામા હીરાલાલ મને હેરાન કરવા લાગ્યો. હું એના કહ્યામા નથી જોઇ મારુ કાસળ કાઢવા એ મને ગંગાના એક ભાઠા ઉપર ઉતારી મૂકી હોડી લઈ ચાલ્યો ગયો "

રજની ચૂપ રહી હુ હીરાલાલને છૂપા વેશમા રાક્ષસ કલ્પી મનમા મનમા એના રૂપનું ધ્યાન કરવા લાગ્યો તે પછી રજનીએ બોલવા માડયુ.—

"એ ચાલ્યો જતા હુ મરવા માટે જળમાં ડૂબી."

"કેમ? તું શું હીરાલાલને એટલી ચાહતી હતી?" હુ બોલ્યો

રજની ભ્રૂકુટિ ચડાવી બોલી:- "તલભાર નહિ. દુનિયામાં બીજો કોઈ મને એટલો અળખામણો નથી"

"ત્યારે ડૂબી મરવા ગઇ શા માટે?"

"મારું અ તરનુ દુ.ખ હું આપને કહી શકતી નથી."

"સારું આગળ ચલાવ"

"હુ પાણીમા ડૂબેલી પાછી તરી આવી, બાદ એક ઉતારુહોડી જતી હશે, તેના માણસોએ મને તરતી દેખી ઉંચકી લીધી જે ગામમા આપની સાથે મેળાપ થયો, તે ગામ આગળ એક ઉતારુ ઉતર્યો. ઉતરતી વખતે એણે મને પૂછ્યુ:-

"'તું કયા ઉતરવાની?'"

"'મને જ્યા આગળ ઉતારી દેશો, ત્યાં આગળ હુ મારે ઉતરીશ.'" મેં કહ્યુ

"'તું રહે છે કયે ગામ?'"

"'કલકત્તે.'"

"'હુ કાલ પાછો કલકત્તે જવાનો છું તું આજ મારી સાથે ચાલ. આજ મારે ઘેર રહેજે કાલ હુ તને કલકત્તે મૂકી આવીશ.'" એણે કહ્યુ

"આ સાંભળી હું ખુશી થઈ તેની સાથે ગઈ તેણે મને સાથે લઇ ચાલવા માંડયુ. એ પછીનું આપ બધું જાણો છો"

મેં કહ્યું:–"મે જેના હાથમાંથી તને છોડાવી હતી તે શું એ જ?"

"તે એ જ"

* * *

હું રજનીને કલકત્તામા લઈ આવ્યો, અને એણે કહેલે ઠેકાણે તપાસ કરી, રાજચદ્ર દાસના ઘરનો પત્તો મેળવી, ત્યા આગળ રજનીને લઈ ગયો

દીકરી પાછી મળવાથી રાજચદ્રે ઘણી ખુશાલી બતાવી, તેની સ્રી બહુ રોઇ. બેઉ જણાંએ મારી આગળથી રજનીનો અહેવાલ વીગતવાર સાભળી, મારો બહુ પાડ માન્યો

પછી રાજચંદ્રને એકાતમાં લઈ જઇ મે પૂછયું –

"તારી દીકરી ઘર છોડી ગઈ હતી કેમ, તે ખબર છે?"

"ના, એ વિષે હું હમેશા વિચાર કર્યા કરુ છુ, પણ કંઇ જ નક્કી કરી શકતો નથી." રાજચંદ્ર બોલ્યો

"રજની ડૂબી મરવા ગઈ હતી, તે શે દુ:ખે, ખબર છે?" મેં પૂછયુ.

રાજચંદ્ર વિસ્મય પામ્યો-બોલ્યો -"રજનીને એવું શું દુઃખ હોય?-કશુંય ધ્યાનમા આવતું નથી એ આંધળી છે, એ મોટું દુ ખ ખરુ; પણ એ માટે રહી રહીને આટલે દિવસે મરવા જાય શું કરવા? એટલુ છે કે આવડી મોટી છોકરી, એના આજ સુધી વિવાહ થયા નથી પરંતુ એ માટે પણ ન હોય એને તો સબધ કરી પરણાવતા હતા વિવાહની આગલી રાત્રે જ એ નાસી ગઈ હતી"

મને નવી હકીકત મળી મે પૂછ્યુ:—

"એ નાસી ગઇ હતી?"

"હા"

"તમલોકને કહ્યા વગર?"

"કોઇને પણ કહ્યા વગર"

"કોની સાથે સબંધ કર્યો હતો?"

"ગોપાળ બાબુની સાથે"

"કયો ગોપાળ બાબુ? ચંપાનો વર?"

"આપ બધુંય જાણો તો છો હા, એ જ"

મને કઇક પ્રકાશ દેખાયો ત્યારે ચંપાએ શોકયના સાલની બ્હીકે રજનીને છેતરી, ભાઈની સાથે હુગલી મોકલી દીધેલી મને લાગે છે કે એની જ સલાહથી હીરાલાલે રજનીનું કાસળ કાઢવાની કોશીશ કરેલી.

એ વાત કશી ન બોલતાં, મે રાજચંદ્રને કહ્યુઃ- "હું બધુંય જાણું છું. હું બીજુ પણ જે કાંઈ જાણું છુ તે તને કહું છુ તું પણ જે કાંઈ જાણતો હોય તે છુપાવીશ નહિ."

"શુ?—ફરમાવો!"

"રજની તારી દીકરી નથી"

રાજચદ્ર વિસ્મય પામ્યો—બોલ્યો. "એટલે! મારી દીકરી નહિ તો કોની?"

"હરેકૃષ્ણ દાસની."

રાજચંદ્ર કેટલીક ક્ષણ મુંગો રહ્યો આખરે બોલ્યોઃ—

"આપ કોણ છો એ હું જાણતો નથી પરતુ આપને પગે પડું છુ, આ વાત રજનીને કહેતા નહિ"

"હમણા નહિ કહુ, પરતુ અતે કહેવી તો પડશે હું જે પૂછુ તેનો ખરો જવાબ દે. જ્યારે હરેકૃષ્ણ મરી ગયો ત્યારે રજનીના કાઈ ઘરેણા હતા?"

રાજચંદ્ર ગભરાયો—બોલ્યોઃ—

"હું તો તેનાં ઘરેણાંની વાત કઇ જ જાણતો નથી? ઘરેણાં. કંઇ જ મને મળ્યાં નથી"

"હરેકૃષ્ણના મરણ બાદ એણે મૂકેલી મિલકતની તપાસમાં તું એને ગામ કદી ગયો હતો?"

"હા, ગયો હતો જઇને સાંભળ્યું કે હરે-કૃષ્ણનું જે કાંઈ હતું તે પોલીસ લઇ ગઇ છે."

"એટલે તેં શું કર્યું ?"

"હું બીજું શું કરું ? હું પોલીસથી બહુ ડરું છું; રજનીના વળિયાંની ચોરીના મુકદ્દમામાં બહુ હેરાન થયો હતો પોલીસનું નામ સાભળ્યું એટલે હું કાંઇ બોલ્યો નહિ"

"રજનીનાં વળિયાંની ચોરીનો મુકદ્દમો કેવો ?"

"રજનીના અન્નબોટણ પ્રસંગે તેનાં વળિયાં ચોરાયા હતાં અને ચોર પકડાયો હતો વર્ધમાન-માં તેનો મુકદ્દમો ચાલ્યો હતો અહિંથી વર્ધમાન સુધી મારે સાક્ષી દેવા જવું પડયું હતું બહુ હેરાન થયો હતો"

મને રસ્તો સૂઝયો



## ખડ ૩ જો.



## પ્રકરણ ૧ લુ.



# શચીન્દ્રનું કથન.



**આ** ભાર મારી ઉપર આવ્યો છે રજનીના જીવનચરિત્રનો આ ભાગ મારે લખવાનો છે લખીશ

મે રજનીના લગ્નની બધી તૈયારી કરી હતી, ત્યાં લગ્નને દિવસે સવારમા સાભળ્યુ કે રજની નાસી ગઇ છે અને તેનો પત્તો લાગતો નથી મેં તેની શોધ ઘણી કરી, પણ તે જડી નહિ

કોઇએ કહ્યુ કે એ વંઠી ગઈ છે. મેં એ માન્યું નહિ મેં તેને અનેક વાર જોઇ હતી–સોગંદ ખાઇને કહું છુ કે એ કદી પણ વંઠેલી હોઈ શકે નહિ તોપણ એ બનવા જોગ હતુ કે એ મોટી ઊમર સુધી કુવારી રહી, એટલે તે દરમિયાન એનો કોઇના પર પ્રેમ બંધાયો હોય, અને કોઇ બીજા સાથે પોતાને પરણાવી દે એવી દહેશતથી એ ઘર છોડી ગઈ હોય પરન્તુ તેની સામે પણ બે વાધા લાગ્યા એક તો એ કે જે આંધળું છે, તે કઈ રીતે આશરો છોડી જવાનુ સાહસ કરે? બીજો એ કે આધળુ માણસ પ્રેમમા પડી શકે ખરુ ? મે ધાર્યુ કે કદી નહિ કોઈ હસતા નહિ મારા જેવા મૂરખના સરદાર ઘણા છે. અમે બધા માત્ર બે ત્રણ ચોપડી વાંચીને માની બેસીએ છીએ કે આ જગત્ના ચેતન–અચેતન બન્નેના ગૂઢ તત્ત્વો બધા અમારે નખદર્પણ થઈ ગયા છે, જે કાઈ અમારી બુદ્ધિ સગ્રહતી નથી તે અમે માનતા નથી ઈશ્વરને માનતા નથી, કેમકે અમારી ક્ષુદ્ર વિચાર-શક્તિ વડે એ મહતતત્ત્વની મીમાસા અમે કોઈ રીતે કરી શકતા નથી અન્ધનો રૂપોન્માદ કઇ રીતે સમજીએ ?

તપાસ કરતા કરતા ખબર મળી કે, જે રાતથી રજની ગૂમ થઈ છે તે જ રાતથી હીરાલાલ પણ ગૂમ થયો છે બધા કહેવા લાગ્યા કે હીરાલાલની સાથે એ નીકળી ગઇ છે અણછૂટકે

મે એમ સિદ્ધાન્ત કર્યો કે હીરાલાલ રજનીને થાપ આપી ઉપાડી ગયો છે રજની અત્યંત રૂપાળી છે. ભલે આંધળી હોય, પણ એવું કોઈ નહિ હોય કે જે તેના રૂપથી મોહ પામે નહિ. હીરાલાલ તેના રૂપથી મોહ પામી તેને છેતરીને ઉપાડી ગયો છે. આંધળાને છેતરવુ એ ઘણુ જ સહેલુ છે

થોડા દિવસ પછી હીરાલાલ ફરી દેખાયો. મેં તેને પૂછયુ : "તને રજનીની કંઈ ખરખબર છે?" તેણે કહ્યું. "ના"

શું કરવુ? ફરિયાદ થઈ શકે નહિ મોટા ભાઈને વાત કરી. તેઓ કહે કે "હરામખોરને મારો." પરન્તુ મારવાથી શુ વળે? મે છાપાઓમાં જાહેરખબર આપવા માડી. "જે કોઈ રજનીનો પત્તો આપશે, તેને સારુ ઈનામ મળશે" પરન્તુ કાંઈ વળ્યું નહિ.

## પ્રકરણ ૨ જુ.

રજની 'જન્માન્ધ હતી, પણ તેની આખ જોતાં એ આંધળી હોય એમ લાગે નહિ આખમાં દેખીતો કાંઈ દોષ નહોતો આંખો મોટી,

ભૂરી ભૂરી, કાળીભમ્મર કીકીઓવાળી હતી. ઘણી જ સુન્દર આંખ-પરન્તુ કટાક્ષ ન મળે આંખના સ્નાયુના દોષને લીધે એ અન્ધ હતી. કાચમાં પડેલું પ્રતિબિમ્બ સ્નાયુની નિશ્ચેષ્ટતાને લીધે મગજમાં ગ્રહાતું નહિ રજની સર્વાંગસુન્દર હતી વાન નવા ફુટતા કેળના પાન જેવો ગોરો, બાંધો વર્ષાજલભરી નદીની પેઠે ભરેલો, ચહેરો ગંભીર, ચાલ અને હાવભાવ મૃદુ, સ્થિર અને અન્ધતાને લીધે સદાસ કોચવાળાં; અને હાસ્ય દુ:ખમય સાધારણ રીતે આ સ્થિર પ્રકૃતિવાળા સુન્દર શરીરમાં એ કટાક્ષહીન દૃષ્ટિ જોતાં, તે કોઇ કુશળ શિલ્પીએ સંભાળથી ઘડેલી આરસની સ્ત્રી-મૂર્તિ હોય એમ લાગતું હતું

રજનીને પહેલી વાર જોતાં મને લાગ્યું હતું કે આ સૌન્દર્ય ખામીવગરનુ હોવા છતાં મોહ પમાડે એવુ નથી રજની રૂપાળી છે ખરી, પણ તેનું રૂપ જોઈ કોઈ કદી દીવાનો બને નહિ. તેની આંખમા એ ચચળતા-મોહક ગતિ-નથી. સૌન્દર્ય જોઇને લોકો વખાણ કરે ખરા, બલ્કે એ ચહેરો જલદી ભૂલે પણ નહિ, કારણ કે એ સ્થિર, ગભીર કાન્તિમા કઈક અદ્ભુત આકર્ષણશક્તિ રહેલી છે પરન્તુ એ આકર્ષણ જૂદા પ્રકારનું, ઇન્દ્રિયની સાથે તેને કશો સંબંધ નથી. જેને 'પચબાણ' કહે છે તેને રજનીના રૂપની સાથે કશો સંબંધ નથી. નથી કે?

એ ગમે તેમ હો, પણ મને વારવાર ચિંતા થતી કે રજનીની શી દશા થશે? એ હલકા માણસની છોકરી છે, છતા તેને જોતા જ માલૂમ પડી આવે છે કે તે હલકી પ્રકૃતિવાળી નથી હલકા લોક સિવાય બીજે કોઈ ઠેકાણે તેના વિવાહ થવાનો સભવ નથી એવા ગરીબની સાથે પણ અત્યાર સુધીમા વિવાહ થયા નાહ દરિદ્રની સ્ત્રી ઘરકામને માટે હોય છે જે સ્ત્રી અધાપાન લીધે ઘરકામમા મદદ કરી શકે નહિ, તેની સાથે કયો દરિદ્ર વિવાહ કરે? પણ ગરીબ લોક સિવાય બીજું કોણ આવો ધધો કરનાર કાયસ્થની કન્યાને પરણે? તેમા વળી આ તો આધળી રહી. આવા સ્વામીના સહવાસમા રજનીને દુખનો જ સભવ છે—સુખનો નથી ઘોર કટકવનમા, જતનથી ઉછેરવા યોગ્ય બગીચાનુ ફુલ ઉગે, તેમ ફુલ વેચનારને ઘેર આ રજનીનો જન્મ થયો છે કાટાથી વીંટાઈ રહીને જ એને મરવુ જોઇશે ત્યારે હુ ગોપાલની સાથે એને પરણાવવા માટે આટલો આતુર શા માટે છુ? બરાબર જાણતો નથી તોપણ નાની માનો ઉપાડો બહુ છે એમના આગ્રહથી હુ એને પરણાવવા માટે તૈયાર થયો હતો બીજુ શું કહેવુ? જેને હુ પોતે પરણી શકતો નથી તેને બીજાની સાથે પરણાવવાનુ મન થાય છે

આ વાત સાંભળી ઘણીક સુન્દરી મરક મરક હસી મને પૂછી શકે કે તમારા મનમા મનમા રજનીને

પરણવાની ઇચ્છા છે કે ? ના, એ ઇચ્છા નથી રજની રૂપાળી હોવા છતાં આંધળી છે, રજની ફુલ વેચનારની છોકરી છે, અને રજની અભણ છે રજનીને હુ પરણી શકુ એમ નથી, તેમ એને પરણવાની ઇચ્છા પણ નથી મારે પરણવાની મરજી નથી એમ નથી, પણ મનગમતી કન્યા મળતી નથી હુ જેને પરણુ તે રજનીના જેવી રૂપાળી હોવી જોઇએ, ઉપરાત વિદ્યુતકટાક્ષ વર્ષાવનારી હોવી જોઇએ, વ શમર્યાદામા શાહઆલમ કે મલ્હારરાવ હોલકર જેવાથી ઉતરી આવેલી, વિદ્યામા લીલાવતી કે શાપભ્રષ્ટા સરસ્વતી, પતિભક્તિમા સાવિત્રી, ચારિત્ર્યમા લક્ષ્મી, રન્ધનમા દ્રૌપદી, આદરમા સત્યભામા, અને ઘરકામમા ગદાની મા* હોવી જોઇએ મારા પાન ખાવા વખતે પાનનુ લવગ કહાડી દે, હુક્કો પીવા વખતે હુક્કા ઉપર ચલમ છે કે નહિ તે કહી દે, જમવા વખતે માછલીમાથી કાટા વીણી દે, અને ન્હાયા બાદ શરીર લુછ્યુ છે કે નહિ એનુ ધ્યાન રાખે ચા પીતી વખતે ખડિયાની અ દર ચમચો બોળી ચાની શોધ ન કરુ, અન શાહીની શોધમા ચાના પ્યાલામા કલમ ન બોળુ, એ વિષે સાવચેત રહે પીકદાનીમા રૂપિયા મૂકી કૅશબૉક્સની અ દર થુ કુ નહિ એ વિષે ખબરદાર રહે સ્નેહીને પત્ર લખી પોતાના નામનું શિરનામુ કરુ તો સુધરાવી લે, પૈસા દેતા રૂપિયો દઉ છુ કે નહિ તેની ખબર રાખે, ચલણી નોટની

---

* વૈતરુ કરનારી

પાછળ દુકાનની ચિઠ્ઠી ચીતરું છું કે નહિ એ વિષે ધ્યાન રાખે, અને મશ્કરી કરતી વખતે વેવાણના નામને બદલે ભક્તિમતી પાડોશણનું નામ લઉં તો ભૂલ સુધારી દે. ઓસડ પીતાં કુલેલ તેલ ન પીઉં, ચાકરડીને નામ લઇ બોલાવતાં, ઑફિસના સાહેબની મડમનું નામ ન લઉ—એ બધી બાબતમાં સાવધ રહે આવી કન્યા મળે તો વિવાહ કરું. તમે બધીઓ એક બીજીને ચુંટી ખણી હસો છો, તે તમારામાં જો કોઈ પરણ્યા વગરની અને આ બધા ગુણવાળી હો, તો બોલો, હુ ગોરને બોલાવું



## પ્રકરણ ૩ જું.



આખરે રાજચંદ્રની પાસેથી સાંભળ્યું કે રજની મળી આવી છે પરન્તુ રાજચંદ્ર હાસ આ બાબતમા અમારી સાથે બહુ વિચિત્ર રીતે વર્તવા લાગ્યો રજની ક્યાથી મળી આવી, શી રીતે મળી આવી, એ કંઇ જ એ બોલ્યો નંહિ અમે ઘણુંએ પૂછ્યુ, પણ કોઇ રીતે કાંઈ વાત કઢાવી શક્યા નહિ. એ શા માટે ઘર છોડી ગઈ હતી તે પૂછ્યુ, તોપણ એ

બોલ્યો નહિ. રાજચંદ્ર દાસની સ્ત્રી પણ એવી જ. નાની મા સોયની પેઠે માણસના મનની અંદર પેસી જાય, પરન્તુ તેઓ પણ તેની પાસેથી કશી વાત બહાર કઢાવી શકયાં નહિ રજની પોતે હવે અમારે ઘેર આવતી નહિ કેમ આવતી નહિ એ પણ જાણી શકાયુ નહિ છેવટે રાજચંદ્ર અને તેની સ્ત્રી, એમણે પણ અમારે ઘેર આવવું બંધ કર્યું નાની મા એ કંઈક દિલગીર થઈને તેઓની તપાસ કરવા માણસ મોકલ્યું. માણસે પાછા આવી કહ્યુ કે એ લોકો કુટુંબ-કબીલા સાથે બીજે ઠેકાણે ઉપડી ગયા છે, અસલ મકાનમાં હવે રહેતા નથી એ લોકો કયા રહેવા ગયાં છે, તેનો કાઈ નિશ્ચય થઈ શકયો નહિ

આ પછી એક મહિને એક સદ્‌ગૃહસ્થ મારી મુલાકાતે આવ્યો તેણે આવતા વેંત જ પોતાની ઓળખાણ આપી–" હું કલકત્તાનો રહીશ નથી. મારું નામ અમરનાથ ઘોષ છે. મારુ વતન શાન્તિપુર છે "

પછી હું તેની સાથે વાતચિતમાં જોડાયો. શા માટે તે આવ્યો હતો એ હુ તેને એકદમ પૂછી શકયો નહિ. તેણે પણ પહેલાં કાઈ ખુલાસો કર્યો નહિ. એટલે સામાજિક અને રાજકીય બાબતને લગતી અનેક પ્રકારની વાતચિત થવા લાગી મે જોયું કે વાર્તાલાપમાં એ અત્યંત વિચક્ષણ છે એની બુદ્ધિ સંસ્કારી છે, શિક્ષણ સંપૂર્ણ છે, અને ચિન્તન-શક્તિ બહુ દૂરગામિની છે વાતચિતમાથી જરા અવકાશ મળતાં તેણે મારા ટેબલ ઉપર પડેલી

શેક્સ્પિયર ગૅલરીના પાના ઉથલાવવા માડયા એટલી વાર હુ અમરનાથને જોઇ લેવા લાગ્યો અમરનાથ દેખાવે સુન્દર હતો: રગે ગોરો, કંઈક બેઠે ઘાટે—જાડોએ નહિ ને પાતળોએ નહિ, આખો મોટી મોટી, વાળ ઝીણા અને વાકડિયા અને સભાળથી ઓળેલા, કપડાની ટાપટીપ વધારે પડતી નહિ, પણ કપડા સ્વચ્છ અને સફાઈદાર ખરા, એની વાત કરવાની ઢબ બહુ મનોહર હતી, એનો સ્વર બહુ મીઠો હતો જોઈને મને લાગ્યું કે માણસ બહુ ચતુર છે

શેક્સ્પિયર ગૅલરીના પાના ઉથલાવવાનુ પૂરુ થયે અમરનાથે પોતાના કામની વાત કાઇ નહિ કરતા એ પુસ્તકમાના ચિત્રોનું વિવેચન આરભ્યુ મને ખુલાસાથી સમજાવ્યુ કે, વાણી અને કાર્ય દ્વારા જે ચીતરાયલુ છે, તે ચિત્રપટ ઉપર ચીતરવા જવું એ ધૃષ્ટતાનુ કામ છે એ ચિત્ર કદી પણ સપૂર્ણ હોઇ શકે નહિ – અને આ બધા ચિત્રો પણ સપૂર્ણ નથી ડેસ્ડિમોનાનુ ચિત્ર બતાવી કહ્યુ "આપને આ ચિત્રમા ધૈર્ય, માધુર્ય, નમ્રતા મળે છે, પણ ધૈર્યની સાથે એ સાહસ કયા છે? નમ્રતાની સાથે એ સતીત્વનો અહ-કાર કયા છે?" જુલિયટનો મૂર્તિ દેખાડીને કહ્યુ – "આ નવયૌવનાભી મૂર્તિ છે ખરી પરન્તુ આમા જુલિયટના નવયૌવનનુ અદમનીય ચાચલ્ય કયાછે?"

અમરનાથે આ રીતે કેટલુએ બોલવા માડયુ શેક્સ્પિયરની નાયિકાઓની ચર્ચામાથી શકુન્તલા, સીતા, કાદમ્બરી, વાસવદત્તા, રુકિમણી, સત્યભામા વગેરેની ચર્ચા નીકળી અમરનાથે એક પછી એક તેમના ચરિત્રનું પૃથક્કરણ કર્યુ પ્રાચીન સાહિત્યની વાતમાથી ક્રમે કરી પ્રાચીન ઇતિહાસની વાત નીકળી એ પ્રસગે ટૅસિટસ, પ્લુટાર્ક, થુકિડિડીસ, વગેરેના અપૂર્વ અવલોકનનો વિષય નીકળ્યો. પ્રાચીન ઇતિહાસવેત્તાઓના મત વડે અમરનાથે કૉમ્તના 'ઉન્નતિક્રમના ત્રણયુગ' સબધી મતનુ સમર્થન કર્યુ કૉમ્ત ઉપરથી તેના ટીકાકાર મિલ અને હક્સ્લીની વાત આવી. હક્સ્લી ઉપરથી ઓવન અને ડાર્વિન, ડાર્વિન ઉપરથી બ્યુકેનિયર, શોપનહોઅર વગેરેની સમાલોચના નીકળી અમરનાથ અપૂર્વ પાડિત્યપ્રવાહ મારા કર્ણરધ્રમા રેડવા લાગ્યો હુ મુગ્ધ બની મૂળ વાત ભૂલી ગયો

વખત થઈ ગયો જોઇ અમરનાથે કહ્યુઃ—"આપને વધારે વાર કટાળો નહિ આપુ જે માટે હુ આવ્યો હતો તે હજી પણ કહેવાયુ નથી રાજચદ્ર દાસ જે આપ લોકને ફુલ વેચતો તેની એક દીકરી છે કે?"

મે કહ્યુ:–"જાણમા છે"

અમરનાથે સ્હેજ હસીને કહ્યુ·–"'જાણમા છે' નહિ, પણ ખરેખર છે મે' તેને પરણવાનો નિશ્ચય કર્યો છે."

હું આભો બન્યો.

અમરનાથ કહેવા લાગ્યો:–"હું રાજચન્દ્રની પાસે આ જ વાત કહેવા ગયો હતો. તેને તો કહી. હવે આપ લોકને એક વાત કહેવાની છે. જે વાત હુ કહેવાનો છુ તે આપના પિતાને કહેવી ઘટતી હતી, કારણ કે તેઓ વડીલ છે. પરન્તુ હું જે કહેવાનો છુ તેથી આપ લોકને ગુસ્સો ચડે એવું છે આપ કુટુમ્બમાં સૌ કરતાં વધારે ઠરેલ સ્વભાવના અને ધર્મજ્ઞ છો, માટે આપને જ કહું છુ"

હુ બોલ્યો:–"શી વાત છે, સાહેબ?"

"રજનીની કાઇક મિલકત છે"

"એટલે? એ તો રાજચ દ્રની દીકરી છે ને?"

"રાજચંદ્રે ઉછેરેલી એટલું જ."

"ત્યારે એ કોની દીકરી? મિલકત કયાંથી મળી? આ વાત અમોએ આટલા દિવસ સુધી સાંભળી નહિ કેમ?"

"આપ લોકો જે મિલકત ભોગવો છો, તે જ રજનીની છે રજની મનોહર દાસના ભાઈની દીકરી."

પહેલાં તો હુ એક વાર ચમકી ઉઠયો તે પછી સમજયો કે કોઇ તર્કટી ઉઠાવગીરના હાથમાં સપડાયો છુ બહારથી ખડખડ હસીને હું બોલ્યો – "આપ સાહેબ કોઇ નવરા માણસ જણાઓ છો

મારે ઘણું કામ છે. અત્યારે આપની સાથે વિનોદ કરવાની મને ફુરસદ નથી. આપ ઘેર પધારો ”

અમરનાથે કહ્યુઃ-“ત્યારે વકીલની મારફત સમાચાર સાભળજો.”



## પ્રકરણ ૪ થુ.



**આ** તરફ વિષ્ણુરામ બાબુએ કહેવરાવી મોકલ્યુ કે મનોહર દાસનુ વારસ મળી આવેલ છે મિલકત છોડી દેવી પડશે અમરનાથ ત્યારે તો તર્કટી ઉઠાવગીર નહિ!

વારસ કોણ, એ વિષ્ણુરામ બાબુએ પહેલા કાઈ જણાવ્યું નહિ પણ અમરનાથની વાત યાદ આવી જાણમાં, રજની જ વારસ હશે દાવો કરનાર આસામી મનોહર દાસનું ખરેખરુ વારસ છે એ ચોક્કસ થયું છે કે કેમ, એ જાણવા માટે હુ વિષ્ણુરામ બાબુની પાસે ગયો. મે કહ્યુઃ “આપે પહેલા કહ્યુ હતું કે મનોહર દાસ સકુટુમ્બ નદીમાં ડૂબી મુઓ છે. એની

સાબીતી પણ છે ત્યારે તેનું વળી વારસ આવ્યું ક્યાંથી ?”

વિષ્ણુરામ બાબુએ કહ્યું “હરેકૃષ્ણ દાસ કરીને તેનો એક ભાઈ હતો, જાણતા હશો ઘણું કરીને ?”

મે કહ્યુ “એ તો હુ જાણુ છુ પરન્તુ એ પણ મરી ગયો છે”

“એ ખરુ, પરન્તુ મનોહરના મરણ બાદ મુઓ છે એટલે તે મિલકતનો હકદાર થયા પછી મુઓ છે”

“ભલે એમ હોય, પરન્તુ હરેકૃષ્ણનું પણ હાલમાં કોઈ હયાત નથી”

“પહેલા એમ જ ધારીને બધી મિલકત આપ લોકને સોપી દીધી હતી પરન્તુ અત્યારે મને ખબર પડે છે કે તેની એક દીકરી હયાત છે”

“ત્યારે આટલા દિવસ એ છોકરીનો કાઈ પણ પ્રસ ગ નીકળ્યો નહિ કેમ ?”

“હરેકૃષ્ણની સ્ત્રી તેની પહેલા મૂઈ; સ્ત્રીના મરણ બાદ નાની બાળકીને ઉછેરવાનુ બન્યુ નહિ, તેથી પોતાની સાળીને એ છોકરી સોપી તેની સાળી એ છોકરીનું પેટની દીકરીની પેઠે જતન કરતી હતી અને તેને પોતાની દીકરી તરીકે ઓળખાવતી હતી હરેકૃષ્ણના મરણ બાદ તેની મિલકત નાવારસ તરીકે માજીસ્ટ્રેટ સાહેબ તરફથી ખાલસા થવાની સાબીતી

મળવાથી મેં હરેકૃષ્ણને નાવારસ ધાર્યો હતો. પરન્તુ હમણા હરેકૃષ્ણના એક પાડોસીએ મારી પાસે હાજર થઇ તેની એક છોકરી હયાત હોવાની વાત જાહેર કરી છે. તેણે આપેલા એ ધાણ પ્રમાણે તપાસ કરતા મને જણાયું છે કે તેની એક છોકરી છે ખરી ”

મે કહ્યુ :–“ ગમે તે એક છોકરીને ઉભી કરી તેને હરેકૃષ્ણ દાસની છોકરી તરીકે કોઈ ધુતારો રજુ કરી શકે પરન્તુ તે ખરેખર હરેકૃષ્ણ દાસની જ છોકરી છે તેની કાઇ સાબીતી છે ખરી ? ”

“ હા, છે ”–કહીને વિષ્ણુરામ બાબુએ એક કાગળ મને જોવા આપ્યો અને કહ્યુ .–“ આ બાબતમા જેટલી જેટલી સાબીતીઓ મે એકઠી કરેલી છે તે એમા નોંધી રાખેલી છે.”

મે એ કાગળ લઇને વાચવા માડયો. તેમા જણાયું કે હરેકૃષ્ણ દાસનો સાઢુ રાજચન્દ્ર દાસ, અને હરેકૃષ્ણની છોકરીનુ નામ ‘ રજની.’

સાબીતી જે દીઠી, તે ખરેખર ભયંકર હતી અમે આટલા દિવસ અંધ રજનીના ધનથી ધનવાન બની, તેને નિર્ધન ગણી તુચ્છકારતા હતા !

વિષ્ણુરામે એક જુબાનીની ખરી નકલ મારા હાથમા મૂકીને કહ્યુ. “ હવે જુઓ, આ જુબાની કોની છે ? ”

મને વાંચતા જણાયું કે જુબાની આપનાર હરેકૃષ્ણ દાસ છે. માજીસ્ટ્રેટ આગળ એક સોનાનાં

વળિયાંની ચોરીના મુકદ્દમામાં આ જુબાની તે આપે છે. જુબાનીમાં બાપનું નામ અને રહેવાનું ઠેકાણું લખેલા હોય છે, તે પણ વાંચી જોયાં. તે મનોહર દાસના પિતાના નામ અને રહેવાના ઠેકાણા સાથે મળતા આવ્યાં. વિષ્ણુરામે પૂછયું. "મનોહર દાસના ભાઈ હરેકૃષ્ણની આ જુબાની છે, એમ આપને લાગે છે ને?"

"હા લાગે છે."

"જો શંકા હોય તો હમણા જ તે ટળી જશે. વાચ્યે જાઓ."

વાચવામાં આવ્યુ કે–તે કહે છે કે–"મારે એક છ મહિનાની છોકરી છે એક અઠવાડિયું થયાં તેને અન્નઓટણ કરાવ્યુ છે અન્નઓટણને દિવસે સાજના તેના વળિયાં ચોરાઇ ગયા છે."

આટલે સુધી મેં વાચ્યા પછી વિષ્ણુરામ બાબુએ પૂછયુ "જુઓ, કેટલા દિવસ ઉપરની જુબાની છે?"

જુબાનીની તારીખ જોઇ. જુબાની ઓગણીસ વરસ ઉપરની હતી.

વિષ્ણુરામે કહ્યુ "આ છોકરીની ઊમર હિસાબે આજ કેટલી થાય?"

"ઓગણીસ વરસ અને થોડા મહિના – લગભગ વીસ વરસ"

"રજનીની ઊમર અનુમાને કેટલી હશે?"

"લગભગ વીસ વરસ. "

"વાંચ્યે જાઓ; હરેકૃષ્ણ આગળ જતા છોકરી-નું નામ પણ આપે છે."

મે વાચવા માડ્યુ  જોયુ કે એક ઠેકાણે હરે-કૃષ્ણ પાછાં મળી આવેલા વળિયા જોઇને કહે છે-"આ વળિયાં મારી છોકરી રજનીના જ છે"

હવે વધારે શક પડતી વાત રહી નહિ તો-પણ આગળ વાચ્યે ગયો પ્રતિવાદીનો મુખ્તિયાર હરેકૃષ્ણને સવાલ પૂછે છે-" તુ ગરીબ માણસ છે તારી છોકરીને સોનાના વળિયા સંપડાવ્યા કયાથી ?" હરેકૃષ્ણ જવાબ આપે છે:-" હુ ગરીબ છુ ખરો, પણ મારો ભાઇ મનોહર દાસ પાચ પૈસા કમાય છે. તેણે મારી છોકરીને સોનાના ઘરેણા આપ્યા છે"

ત્યારે તો આ હરેકૃષ્ણ દાસ અમારા મનોહર દાસનો ભાઈ જ એ વિષે હવે સ્હેજ પણ શકા કરવા જેવું રહ્યુ નહિ

આગળ ઉપર મુખ્તિયારે વળી સવાલ પૂછે છે "તારા ભાઇએ તારી સ્રીને કે તારા ઘરના બીજા કોઇને કદી કઇ ઘરેણુ આપ્યુ છે?"

ઉત્તર:- "ના."

વળી સવાલ પૂછયો:-" ઘરખરચ આપે છે?"

"ના."

" ત્યારે તારી છોકરીને અન્નઓટણમા સોનાના ઘરેણાં આપવાનું શુ કારણ?"

" મારી આ છોકરી જન્મથી આંધળી છે. એથી કરીને મારી સ્ત્રી હમેશા કલ્પાંત કર્યાં કરે મારા ભાઇ ભોજાઇએ એથી દિલગીર થઈ, અમારું મનનુ દુ:ખ જો કાઇ ઓછુ થતુ હોય તો, એમ ધારીને, અન્નપ્રાશન વખતે છોકરીને આ ઘરેણા આપ્યા હતા "

જન્માધ ! ત્યારે તો એ જ રજની, એ વિષે હવે શક શો ? મે નિરાશ થઇને જુબાની મૂકી દીધી અને કહ્યુ –" મને હવે ઝાઝો સ શય નથી "

વિષ્ણુરામે કહ્યુ –" આટલી થોડી સાબીતીથી સતોષ પામવાને હુ આપને કહેતો નથી. આ બીજી એક જુબાનીની નકલ જુઓ "

બીજી જુબાની જોતા પણ જણાયુ કે તે પણ મજકુર વળિયાની ચોરીના મુકદ્દમામા લેવાયલી હતી આ જુબાની આપનાર રાજચદ્ર દાસ હતો. તે એક જ સબધી હોવાથી અન્નપ્રાશન પ્રસગે હાજર હતો તે હરેકૃષ્ણના સાઢુ તરીકે પોતાની ઓળખાણ આપે છે અને ચોરીની બધી બાબત સાબીત કરે છે.

વિષ્ણુરામે કહ્યુ· "આ રાજચદ્ર દાસ છે તે એ જ રાજચદ્ર દાસ શક હોય તો તેને બોલાવીને પૂછી જુઓ "

મે કહ્યુ "કઇ જરુર નથી "

વિષ્ણુરામે બીજા પણ કેટલાક દાખલા દેખાડયા. એ બધાની હકીકત વિસ્તારથી કહું એ બધાંને

ગમશે નહિ એટલુ જ કહેવુ બસ થશે કે આ રજની દાસી, એ જ હરેકૃષ્ણ દાસની છોકરી, એ વિષે મને બીલકુલ શક રહ્યો નહિ ત્યારે જણાયુ કે વૃદ્ધ માબાપને લઈને અન્નને માટે ફાંફાં મારવા પડશે.

મેં વિષ્ણુરામને કહ્યુ "મુકદ્દમો લડવો નકામો છે. મિલકત રજની દાસીની છે, તેની મિલકત તેને સોપી દઈશ તોપણ મારા મોટાભાઇ આ મિલકતના મારા જેટલા જ હકદાર છે તેને પૂછવુ એટલુ જ બાકી રહ્યુ

હુ એકવાર કોર્ટમા જઈને અસલ જુબાનીઓ જોઇ આવ્યો હાલમા જૂના રેકર્ડ (દસ્તાવેજો) ફાડી નાખે છે, પરંતુ તે વખતે સાચવી રાખતા અસલ જોતા જણાયુ કે નકલમા કાંઈ બનાવટ નથી

મિલકત રજનીને સોપી દેવાનો ઠરાવ કર્યો



## પ્રકરણ ૫ મુ.



મિલકત રજનીને સોપી દેવાનો ઠરાવ કર્યો, પણ કોઈએ મિલકતનો કબજો તો લીધો નહિ

રાજચંદ્ર દાસ એક દિવસ મળવા આવ્યો તેને મ્હોડેથી સાંભળ્યું કે સીમલામાં એક ઘર લઈને તે ત્યા રજનીની સાથે રહે છે મેં પૂછયુંઃ “ પૈસા કયાંથી કાઢયા ? ”

રાજચદ્રે કહ્યુ. “ અમરનાથે ધીર્યા છે, પાછ-ળથી મિલકતમાંથી વાળી દેવાશે ”

મે પૂછયું. “ ત્યારે તમે મિલકતનો કબજો લેતા નથી કેમ ? ”

જવાબમા તેણે કહ્યુ “ એ બધી વાત અમરનાથ બાબુ જાણે ”

“ અમરનાથ બાબુ શું રજનીને પરણ્યા છે ? ”

“ ના ”

પછી રાજચંદ્રની સાથે વાતચિત કરતા કરતા મે પૂછયુંઃ

“ રાજચદ્ર, તું આટલા દિવસ દેખાતો નહોતો કેમ ? ”

“ જરા આઘો પાછો થઇ ગયો હતો ”

“ કોઇની કઈ ચોરી કરી હતી કે આઘો પાછો થઈ ગયો હતો ? ”

“ ચોરી કરુ કોની ? એ તો અમરનાથ બાબુએ કહ્યુ છે કે હાલમાં મિલકતની બાબતમા ખટપટ ચાલે છે, એટલે જરા આઘું પાછુ રહેવું જ સારુ માણ-સને આખની શરમ તો હોયને ? ”

"એટલે કે વખતે અમે તને મિલકત ઉપરથી હાથ ઉઠાવવાનો આગ્રહ કરીએ. અમરનાથ બાબુ ઘણા બાહોશ માણસ જણાય છે એ ગમે તેમ હોય, હમણા કંઈ આવવું સાભર્યું ?"

"આપના પિતાએ મને બોલાવ્યો છે."

"મારા પિતાએ ? તેમને તારો પત્તો મળ્યો શી રીતે ?"

"શોધતાં શોધતા."

"આટલી શોધાશોધ શી બાબત ? તને મિલકત ઉપરથી હાથ ઉઠાવવા આગ્રહ કરવા માટે તો નહિ ને ?"

"ના–ના. એમ શા માટે ? એમ શા માટે ? બીજી એક બાબતસર હમણા રજનીને કાંઇક મિલકત મળી છે સાંભળી ઘણા લોકો માગા મોકલે છે માટે કયા સગપણ કરવુ એ આપ સૌને પૂછવા આવ્યો છુ."

"કેમ અમરનાથ બાબુ સાથે સગપણ થતું હતુ ને ? તેણે આટઆટલું કરીને રજનીની મિલકત મેળવી આપી, તો તેને મૂકીને કોની સાથે પરણાવશો ?"

"પણ તેના કરતા યે સારો વર મળે તો ?"

"અમરનાથ કરતા સારો વર કયાં મળશે ?"

"દાખલા તરીકે આપ પોતે આપના જેવો જ કોઈ વર મળે તો ?"

હુ સ્હેજ ચમકયો. પછી કહ્યુ. "હુ કાઈ અમરનાથથી સારો વર કહેવાઉ નહિ. પરન્તુ ગોળગોળ વાત જવા દે તુ શું મારી સાથે રજનીનું સગપણ કરવા આવ્યો છે?"

રાજચંદ્ર સ્હેજ ખચાયો બોલ્યો. "હા, એમ જ છે. આ સબધ કરવા જ વડીલે મને બોલાવ્યો છે."

આ વાત સાભળતા જ મને આભ તૂટી પડયા જેવુ લાગ્યું. મ્હો આગળ દારિદ્રયરાક્ષસને જોઇ ગભરાઇને પિતા આ સબધ કરે છે તે સમજાયુ. રજનીને હું પરણુ, એટલે ઘરની મિલકત ઘરમા રહેવાની મને આધળી કુલવાળીને વેચાતો આપી પિતા વેચાણની કિમત તરીકે ગઈ મિલકત પાછી મેળવવાના એ સાભળી મને હાડોહાડ લાગી ગઇ

મેં રાજચદ્રને કહ્યુઃ-"તું હમણા જા વડીલને અને મારે એ સબધી વાત થશે"

મને ગુસ્સે થયેલો જોઇને રાજચંદ્ર પિતાની પાસે ગયો. એ શુ બોલ્યો તે હુ કહી શકતો નથી. પિતાએ તેને વિદાય કરીને મને બોલાવ્યો.

તેમણે મને બહુ બહુ પ્રકારે સમજાવ્યો કે રજનીની સાથે પરણવું જ પડશે, નહિ તો સપરિવાર માર્યાં જશું. ખાશું શું? તેમનાં દુઃખ અને વ્યાકુળતા જોઈ મને દુ:ખ થયું નહિ. બહુ ગુસ્સો ચડયો. હુ ગુસ્સે થઇને ચાલ્યો ગયો.

પિતાની પાસેથી જઈને મારી માતાના હાથમાં સપડાયો પિતાની પાસે ગુસ્સો કરી શકયો, પણ માતાની પાસે કરી શકયો નહિ તેના આંસુ જોઈ શકયો નહિ ત્યા આગળથી નાઠો. પરન્તુ મારી પ્રતિજ્ઞા અડગ રહી જે રજનીને દયા લાવીને ગોપાલની સાથે પરણાવવાની તજવીજ કરી હતી, તેને આજ શું તેના પૈસાને લોભે હુ પોતે પરણુ ?

આ મુઝવણમા પડતા મે ધાર્યું કે નાની માની મદદ લઉ ઘરમા એક નાની મા જ બુદ્ધિશાળી હતી નાની માની પાસે ગયો.

"નાની મા, મારે શું રજનીને પરણવું પડશે? મેં શો અપરાધ કર્યો છે?"

નાની મા ચૂપ થઇને બેસી રહ્યાં

"તમે પણ શું આ મતમા છો?" મે પૂછયું.

"બેટા, રજની તો ખાનદાન કાયસ્થની દીકરી છે"

"ભલે હોય"

"હું જાણું છુ કે તે સદ્‌ગુણી છે"

"એ પણ કબુલ છે"

"એ અત્યત રૂપાળી છે."

"કમળનયના!"

"ભાઈ, જો કમળનયના જ શોધતો હો, તો તારે ફરીવાર પરણતા વાર કેટલી ?"

"એ શું બોલ્યા મા ? રજનીના પૈસા સારુ રજનીને પરણી તેની મિલકત લેવી, ને પછી તેને હડસેલી મૂકી બીજીને પરણવુ, એ કેવુ કામ કહેવાય?"

"હડસેલી મૂકવી શા માટે ? તારી મોટી માને કાઇ હડસેલી મૂકેલી છે ?"

આ વાતનો જવાબ નાની મા આગળ દીધો જાય નહિ તે મારા પિતાની બીજી વારની સ્ત્રી રહી, તેની આગળ અનેક પત્નીના રીવાજના દોષ વિષે કઇ રીતે બોલવુ ય ? એ વિષે ન બોલતા મે કહ્યુ.–"હુ આ લગ્ન નહિ કરુ તમે મને બચાવો તમે બધુ કરી શકો એમ છો"

"હું નથી સમજતી એમ નથી પણ તુ લગ્ન નહિ કરે તો આપણે સપરિવાર અન્નવિના માર્યાં જશુ મારાથી બધું દુ:ખ ખમાય એમ છે, પરંતુ તમારા બધાનો ભૂખમરો જોયો જાય તેમ નથી તુ હજાર વરસનો થા આ વાતની ના પાડતો નહિ"

"પૈસો શું એટલો મોટો છે ?"

"તારે મારે મન નહિ, પરંતુ જેઓ મારું તારું સર્વસ્વ છે તેમને મન ખરો, એટલે તારે મારે પણ ખરો જો, તારે માટે અમે ત્રણ જણાં પ્રાણ સુદ્ધા આપી શકીએ એમ છીએ-તું

શું અમારે માટે એક આંધળી કન્યાની સાથે લગ્ન કરી નહિ શકે?"

વાદવિવાદમાં નાની મા આગળ હું હાર્યો. હારતાં ક્રોધ વધે છે મારો પણ વધ્યો વળી મનમાં મનમાં મારી ખાતરી હતી કે પૈસાની ખાતર રજનીને પરણવુ એ બહુ જ ગેરવાજબી. છે એથી કરી હું ગર્વભેર બોલ્યો:

"તમે લોકો ગમે તે કહો, પણ હું આ લગ્ન કરનાર નથી"

નાની મા પણ ગર્વભેર બોલ્યાં: "તુયે ગમે તે કહે ને, પણ હુ જો કાયસ્થની દીકરી હોઇશ તો તારા આ લગ્ન કરાવ્યે જ રહીશ"

મે હસીને કહ્યુ "ત્યારે તો મને લાગે છે કે તમે ગોવાળની દીકરી છો. મારા આ લગ્ન કરાવી નહિ શકો"

નાની માએ કહ્યુ. "ના બાપુ, હું કાયસ્થની દીકરી છું."

નાની મા બહુ દુષ્ટ મને જ બાપુ કહીને ગાળ પાછી વાળી દીધી



# પ્રકરણ ૬ ઠું.



અમારે ઘેર એક સન્યાસી આવી અવાર નવાર રહેતો. એને કોઇ સન્યાસી કહેતુ, કોઈ બ્રહ્મચારી, કોઇ દંડી, કોઈ અવધૂત કહેતું. શરીરે ભગવાં વસ્ત્ર, કંઠે રુદ્રાક્ષની માળા, મસ્તકે રુક્ષ કેશ–જટા નહિ, લલાટે કેસરી ચન્દનનુ નાનુ સરખુ ટપકું ઝાઝો એવો ભસ્મ વગેરેનો ડોળ-ડમાક ન મળે. સંન્યાસી–વર્ગમા એ એક કૃક્કડ હતો ચાખડીઓ સુખડના લાકડાની અને તેમા હાથી દાતની નાની સરખી ખીટી. એ ગમે તે હો, પણ બાળકો એને સન્યાસી મહારાજ કહેતા, એટલે હું પણ તેને એ જ કહીશ.

પિતા તેને કયાકથી લઈ આવ્યા હતા. અનુ-માને માલૂમ પડયું કે પિતાના મનમા એવો વિશ્વાસ હતો જે સન્યાસી અનેક તરેહના ઓસડ-વેસડ જાણે છે, અને તાંત્રિક યાગયજ્ઞમા પ્રવીણ છે. ઓરમાન માને છોરુ થયું નહોતુ.

[પિતાની મહેરબાનીથી સંન્યાસીએ મેડીના એક દીવાનખાનામાં ધામો નાખ્યો હતો આ મને કંઇક કંટાળાભરેલું થઈ પડયું હતુ તેમા વળી એ સાયંકાળે, સૂર્ય તરફ મુખ કરી, સારંગ રાગિણીમાં, આર્યા છન્દમા, સ્તોત્રનો પાઠ કરે તેનો ઢોંગ મારાથી વધારે વાર ખમાયો નહિ. તેને અર્ધચંદ્ર દેવાની વ્યવસ્થા કરવા હું તેની પાસે ગયો. મેં કહ્યુ.—

"સન્યાસી મહારાજ! અગાસી પર રાખધૂળ શું આરડતા હતા?"

સન્યાસી હિન્દુસ્થાની હતો, પરન્તુ મારી સાથે જે ભાષામાં વાતચિત કરતો, તેમા ચૌદ આના શુદ્ધ સંસ્કૃત, એક આનો હિન્દી અને એક આનો બંગાળી માલૂમ પડતું મે બંગાળીમા જ બોલવાનું રાખ્યું. સંન્યાસીએ ઉત્તર દીધો:

"કેમ? શુ આરડુ છુ તે આપ જાણુતા નથી?"

"વેદમંત્ર?"

"હોય તો હોય"

"એનો પાઠ કર્યે શું થાય?"

"કાઈ નહિ"

જવાબમા સન્યાસીની જીત થઇ મેં આવું ધાર્યું નહોતુ. મેં પૂછયું:—

"ત્યારે પાઠ કરોછો શા માટે?"

"કેમ, કાનને કાંઈ કઠોર લાગે છે?"

"ના, કઠોર નથી લાગતું તેમાં વળી આપનો કંઠ મધુર છે તોપણ જ્યારે કાંઈ ફળ નથી, ત્યારે પાઠ કરોછો શા માટે?"

"જ્યારે એનાથી કોઇનુ પણ કંઇ અનિષ્ટ થતુ નથી, ત્યારે પાઠ કરવામા નુકસાન શુ?"

હુ ફૅાક મારવા આવ્યો હતો, પરન્તુ જોયુ કે હું કાઇક પાછો પડયો છું: એટલે મારે ખેચી પકડવું પડયુ, હું બોલ્યો:—

"નુકસાન નથી. પરન્તુ જેનું કાંઇ ફળ નહિ તેવું કામ કોઇ કરે નહિ, જો વેદગાનનું કાંઈ ફળ ન હોય તો પછી આપ વેદગાન કરોછો શા માટે?"

"આપ પણ પંડિત છો આપ જ કહો જોઉ, વૃક્ષ ઉપર કોકિલ ગાન કરે છે શા માટે?"

હુ સપડાયો આના બે જવાબ છે એક–'એમા જ કોકિલને સુખ છે.' બીજો–'કોકિલાને મોહ પમાડવા માટે'–કયો જવાબ દઉ? પહેલો જવાબ મે પહેલા દીધો:—

"ગાવામા જ કોકિલને સુખ છે"

"ગાવામાં જ મને સુખ છે," સંન્યાસીએ ઉત્તર વાળ્યો

"ત્યારે ટપ્પા, ખ્યાલ, વગેરે મૂકી વેદનું ગાન શા માટે કરો છો ?"

"કઇ વાત વધારે સુખકર ? —સામાન્યા ગણિકાઓના ગંદાં ચરિત્રના ગુણગાન સુખકર, કે ના દેવતાઓના અસીમ-મહિમાનાં ગાન સુખકર ?"

હારીને હું બીજા જવાબ તરફ વળ્યો મેં કહ્યુંઃ-

"કોકિલ ગાય છે તે કોકિલાને મોહ પમાડવા માટે મોહ પમાડવા અર્થેની જે શારીરિક સ્ફુર્તિ, તેમા જીવનુ સુખ રહ્યુ છે કંઠસ્વરની સ્ફુર્તિ એ આ શારીરિક સ્ફુર્તિમા સમાઇ જાય છે. આપ કોને મોહ પમાડવા ઇચ્છો છો ?"

સંન્યાસીએ હસીને કહ્યુંઃ "મારા પોતાના મનને. મન આત્માનુ અનુરાગી નથી-આત્માનું હિતકારી પણ નથી તેને વશ કરવા માટે ગાઉ છુ."

"આપ બધા દાર્શનિક છો મન અને આત્માને પૃથક્ માનો છો. પરન્તુ મન અને આત્મા એ પૃથક્ પૃથક્ પદાર્થ છે એમ હું માની શકતો નથી મનની જ ક્રિયા જોઈ શકાય છે—ઇચ્છા, પ્રવૃત્તિ, વગેરે મારા મનમાં છે સુખ મારા મનમાં છે, દુ.ખ મારા મનમા છે ત્યારે મનથી અલગ આત્મા શા માટે માનું ? જેની ક્રિયા જોઉં છુ તેને જ માનું જેનું કંઈ પણ ચિહ્ન જોતો નથી તેને માનુ શા માટે ?"

"ત્યારે એમ શા માટે કહેતા નથી કે મન અને શરીર એક છે શરીર અને મનનો ભેદ શા માટે માનવો? જે કાંઇ કાર્ય થાય છે તે બધાય શરીરના કાર્ય છે, કયું મનનું કાર્ય છે?"

"વિચાર, પ્રવૃત્તિ, ભોગ વગેરે"

"શાથી જાણ્યુ કે એ બધી શારીરિક ક્રિયા નથી?"

"એ પણુ ખરુ મન શારીરિક ક્રિયા * માત્ર છે"

"ઠીક, ઠીક ત્યારે જરા ઓરા આવો એમ કેમ કહેતા નથી કે શરીર પણ પંચમહાભૂતની ક્રિયા માત્ર છે? મેં સાભળ્યુ છે કે તમે લોકો પંચમહાભૂતને માનતા નથી—તમે બહુભૂતવાદી છો ભલે તેમ હો, પણ એમ કેમ કહેતા નથી કે પંચમહાભૂત અથવા બીજા ભૂતગણ, શરીરરૂપ ધારણ કરીને બધુય કરે છે આ જે તમે મારી સાથે વાત કરો છો, તેને હુ એમ કહું છુ કે માત્ર પંચમહાભૂત જ મારી સામે ઉભા રહીને અવાજ કરે છે, શચીન્દ્રનાથ નહિ મન અને શરીર આદિની કલ્પનાનુ પ્રયોજન શુ છે? પંચમહાભૂતથી જૂદું શચીન્દ્રનાથનુ અસ્તિત્વ હુ સ્વીકારતો નથી."

હારીને હુ સંન્યાસીને ભક્તિભાવથી પ્રણામ કરી ચાલતો થયો. પણ ત્યારથી સંન્યાસીની સાથે

* Function of the brain

મારે જરા પ્રીતિ થઇ. હમેશા હુ તેની પાસે આવીને બેસતો અને શાસ્ત્રની ચર્ચા કરતો જોયુ કે સંન્યાસી અનેક જાતના ઢોગધતુરા કરે છે. સન્યાસી દવાદારુ કરે છે, સન્યાસી હાથ જોઈ ગણતરી કરી ભવિષ્ય ભાખે છે, સન્યાસી યાગ-હોમાદિ પણ કોઇ કોઈ વાર કરતા રહે છે, વળી બરુ* ચલાવે છે, ચોર વર્તી કાઢે છે, અને એવા બીજા કઈ કઇ ઢોંગ કરે છે એક દિવસ મારાથી સ્હેવાયુ નહિ મે તેમને કહ્યુ

"આપ મહામહોપાધ્યાય પડિત છો, આપને આ ઢોગ શા માટે જોઇએ?"

"કયા ઢોગ?"

"આ બરુ ચલાવવા, હાથ જોવા વગેરે"

"આમાનુ કઈક કઈક અનિશ્ચિત છે ખરુ, પરતુ એમ છતા કરવા જેવુ છે"

"જે અનિશ્ચિત છે એમ જાણોછો, તેનાથી લોકોને છેતરો છો શા માટે?"

"તમે મુડદાં કાપો છો શા માટે?"

"શીખવા માટે"

"જે લોકો શીખેલા છે તેઓ કાપે છે શા માટે?"

---

* મત્રબળથી બરુનો કડકો અદ્ધર છોડવો, જે જઇને ચોરી કરનારના માથા ઉપર પડે

"સત્યાન્વેષણ માટે."

"હું પણ સત્યાન્વેષણ માટે એ બધું કરુ છુ સાભળ્યું છે કે વિલાયતી પડિતોમાંના ઘણા કહે છે કે માણસના માથાની રચના જોઇ તેના આચારવિચાર કેવા છે તે વર્તી શકાય જો માથા-ની રચના જોઇ આચારવિચાર વર્તી શકાય, તો હાથની રેખા જોઇને પણ શા માટે વર્તી ન શકાય? એ માનુંછું કે હાથની રેખા જોઇને કોઇ પણ આજ સુધી બરાબર વર્તી શકયુ નથી પણ એનું કારણ એમ હોઇ શકે કેઆ વિષયને લગતા સૃષ્ટિનિયમના ખરા ભેદ હજી સુધી મળી આવ્યા નથી પરન્તુ ક્રમે ક્રમે હાથ જોતા જોતાં એ ખરા ભેદ મળી શકે ખરા એટલા માટે પ્રસગ મળે છે કે હાથ જોઉ છુ."

"અને બરુ ચલાવવાં?"

"તમે લોકો લોખડના તારદ્વારા પૃથ્વી-ભરમા અક્ષરો ચલાવી શકો, ને અમે શું બરુ ચલાવી ન શકીએ? તમલોકને એક જાતનો ભ્રમ છે: તમે એમ ધારો છો કે જે અંગ્રેજો જાણે છે તે જ ખરુ; જે અગ્રેજો જાણતા નથી તે ખોટુ, તે માનવજાતિના જ્ઞાનથી પર છે, તે અસાધ્ય છે ખરુ જોતા તેમ નથી જ્ઞાન અનન્ત છે કઈક તમે જાણો, કઈક હુ જાણુ, કઈક બીજા જાણે, પરન્તુ કોઇનાથી એમ ન કહી શકાય કે હુ બધુ જાણું છુ અને બીજું કોઇ મારા જ્ઞાનથી ઉપરાત કાંઇ પણ જાણતું નથી કાઈક અગ્રેજો જાણે છે, કાંઈક આપણા પૂર્વજો જાણતા.

અંગ્રેજો જે જાણે છે તે ઋષિઓ જાણતા નહિ, ઋષિઓ જે જાણતા તે અંગ્રેજો હજી સુધી જાણી શક્યા નથી. એ બધી આર્ય વિદ્યાનો લગભગ લોપ થઈ ગયો છે અમારામાના કોઇ કોઇ એક બે વિદ્યા જાણીએ છીએ, યત્નપૂર્વક ગુપ્ત રાખીએ છીએ. કોઇને પણ શીખવતા નથી."

મને હસવુ આવ્યું સંન્યાસીએ કહ્યુ.–"તમને વિશ્વાસ આવતો નથી? કાંઇ નજરોનજર જોવા ઇચ્છો છો?"

"જોઉં તો જાણુ," મેં કહ્યુ

"પછી બતાવીશ હમણા તમને મારે એક ખાસ વાત કહેવાની છે મારી સાથે તમારો પરિચય વધતો જોઇને તમારા પિતાએ મને આગ્રહ કર્યો છે, કે મારે તમારુ મન લગ્ન તરફ વાળવુ"

મે હસીને કહ્યુ.

"વાળવું પડે તેમ નથી હુ પરણવા તૈયાર છુ, પરન્તુ—"

"પરન્તુ શું?"

"કન્યા કયા છે? એક આંધળી કન્યા છે તેને હું નહિ પરણુ."

"આ બંગાળ દેશ આખામાં શું તમારે લાયક કોઈ કન્યા નથી?"

"હજારો છે, પરન્તુ તેમાથી પસંદગી કરવી શી રીતે ? આ હજારો કન્યામાંથી કઈ કન્યા મને કાયમ ચાહશે, તે શી રીતે સમજવું ?"

"મારી પાસે એક વિદ્યા છે. જો આ પૃથ્વીમાં એવુ કોઇ હોય કે જે તમને ખરા અંતઃકરણથી ચાહે છે, તો હુ તેને સ્વપ્નમાં દેખાડી શકુ પરન્તુ જે તમને અત્યારે ચાહતું નથી પણ ભવિષ્યમાં ચાહે એમ હોય તેને દેખાડવુ એ મારી વિદ્યાની બહાર છે"

"આ વિદ્યા કાઇ બહુ ખપની જણાતી નથી જે જેને ચાહે છે તે તેને, ઘણુ ખરુ, પોતાને ચાહનાર તરીકે પિછાને છે"

"'કોણે કહ્યુ ? અજ્ઞાત પ્રણય જ પૃથ્વીમા વધારે છે તમને કોઈ ચાહેછે ? તમે તેને જાણો છો ?"

"મારા અતલગના સગા સંબધી સિવાય બીજું કોઇ મને ખાસ ચાહતું હોય એવું જાણવામાં નથી"

"તમે અમારી વિદ્યાનો કાંઈક ચમત્કાર નજરો-નજર જોવા મરજી બતાવી હતી આજ આ નજરો-નજર જુઓ."

"શી હરકત છે ?"

"ત્યારે સૂતી વખતે મને શયનગૃહમાં બોલાવજો."

મારુ શયનગૃહ બહારના ભાગમાં હતુ. મેં સૂવા વખતે સંન્યાસીને બોલાવ્યા. સંન્યાસીએ આવી મને સૂઈ જવા કહ્યુ હુ સૂતો એટલે તેમણે કહ્યુ:

"જ્યા સુધી હુ અહિં હોઉ ત્યાં સુધી આખ ઉઘાડતા નહિ. મારા ગયા પછી જાગતા હો તો ઉઘાડજો." એ ઉપરથી હું આખ મીચી પડી રહ્યો. સંન્યાસીએ કોણુ જાણે શું કર્યું કાઈ ખબર પડી નહિ! સન્યાસીના જવા પહેલા જ હુ ભરઊંઘમા પડયો હતો"

સંન્યાસીએ કહ્યુ હતુ કે પૃથ્વીભરમા જે નાયિકા મને ખરા અતઃકરણુથી ચાહતી હશે, તેને જ આજ હુ સ્વપ્નમાં જોઇશ સ્વપ્ન જોયુ ખરુ કલ કલ ગગાપ્રવાહમા રેતીનો પટ, તેની કિનારી આગળ અર્ધી જળમાં ડૂબેલી—કોણુ એ?

## રજની.

*    *    *    *

બીજે દિવસે સવારે સંન્યાસીએ મને પૂછયુ -

"સ્વપ્નમા કોને જોયુ?"

"આધળી ફુલવાળીને જોઇ," મે જવાબ આપ્યો

"આધળી?"

"જન્માન્ધ."

"આશ્ચર્ય! એ ગમે તે હોય—નેનાથી વધારે આ પૃથ્વીમા તમને બીજું કોઇ ચાહતું નથી."

હું ચૂપ થઈ રહ્યો.



# ખંડ ૪ થો.



# સૌનાં કથન.



## પ્રકરણ ૧ લુ.



### લવગલતાનુ કથન

ભારે ગોટાળો થયો હુ તો સંન્યાસીને હાથેપગે લાગી, રોઈ કકળી, કોઈ રીતે શચીન્દ્ર રજનીને વશ થાય એવો ઉપાય કરતી હતી સન્યાસી તંત્રવિદ્યામા સિદ્ધ છે; જગદંબાની કૃપાથી ધાર્યું કરી શકે છે મારા સ્વામી સાઠ વરસની ઊમરે મારા.જેવી પામરને આટલા વશ થઇ રહ્યા છે, એ તે મારા ગુણને લીધે કે સંન્યાસી મહારાજને પ્રતાપે, એ કહેવુ મુશ્કેલ છે. હું જેમ મન-વચન-કર્મથી, પતિ-ચરણ-સેવામાં કશી ઊણપ રાખતી નથી,

તેમ બ્રહ્મચારી પણ મારી ખાતર યાગયજ્ઞ, મત્ર-તત્રના પ્રયોગમા કશી ખામી રાખતા નથી કોઇને પણ માટે તેમણે જે કાઇ કર્યુ છે તે ફળ્યા વિના રહ્યુ નથી. કામાની વહુને પીતળને લોટો સોનાને કરી દીધોઃ એવુ શુ છે કે જે તેઓ કરી ન શકે ? એમની મત્રૌષધિને પ્રતાપે શચીન્દ્ર રજનીને ચાહશે, રજનીને પરણવા ઇચ્છશે, તેમા મને કશી શંકા જ છે નહિ આમ છતા પણ ગોટાળો થવા પામ્યો છે ગોટાળો ઊભો કરનાર અમરનાથ છે હમણા સભળાય છે કે અમરનાથની સાથે જ રજનીના વિવાહ નક્કી થયા છે

રજનીના માશી માસો—રાજચદ્ર અને તેની સ્ત્રી—અમારા પક્ષમા છે, કારણ, મારા સ્વામીએ તેમને કહ્યુ છે કે, જો અમારે ત્યા વિવાહ થશે તો પહેરામણી તરીકે તમને કઇક આપશું વાત તો કહેશે પહેરામણી, પરન્તુ પાણી થવાનુ પાચ દશ હજારનુ. પણ તેઓ અમારા પક્ષમા હોવા છતા કઈ વળતુ નથી અમરનાથ વાત મૂકતો નથી પોતે રજનીને પરણુશે જ પરણુશે એવી જીદ લઈ બેઠો છે

વારુ, **અમરનાથ** કોણ ? છોકરીને પરણાવવાના મુખ્તિયાર રહ્યા, એના માસો માશી–માબાપ જ કહેવા જોઇયે–રાજચદ્ર અને તેની સ્ત્રી તેઓ જો અમારી તરફ છે, તો પછી અમરનાથની જીદથી શુ થવાનું છે ? તેણે એ લોકોને મિલકત અપાવી છે એ ખરું, પરન્તુ

એના મહેનતાણા તરીકે એને બે ચાર હજાર રૂપિયા આપે તો બસ છે. મારા છોકરા વેરે હુ જે છોકરીને પરણાવવા ચાહું છુ, તે જ છોકરીને શું અમરનાથ પરણવા ચાહે છે? અમરનાથની એટલી બધી હિમત? મે અમરનાથને એકવાર કંઇક સજા કરી છે—ફરી એકવાર એમ હશે તો કરીશ. હું ખરેખરી કાયસ્થની દીકરી હોઈશ તો અમરનાથની પાસેથી છીનવી લઇ આ રજનીને મારા છોકરા વેરે પરણાવીશ

હુ અમરનાથના બધા ગુણથી વાકેફ છુ અમરનાથ ભારે પહોચેલો છે તેની સાથે યુદ્ધમા ઊતરતા બહુ ખબરદારીથી કામ લેવાની જરૂર છે મે ખબરદારીથી જ કામ આરભ્યુ

મેં રાજચદ્ર દાસની સ્રીને તેડાવી, એ આવી એટલે મેં પૂછ્યુ –" કેમ અલી?"—

માલણ—રાજચદ્ર દાસની સ્રીને અમે આજ પણ માલણ કહી બોલાવતા, ગુસ્સામા ન હોઇએ ત્યારે ઘણુકરી ન કહેતા, પરન્તુ ગુસ્સો ચડતા જ માલણ કહી બોલાવતા

" કેમ બા ? " માલણ બોલી

" છોકરીને શુ અમરનાથ બાબુ સાથે પરણાવવી છે ? " મેં પૂછ્યુ.

" એ વાત જ હાલમા ચાલે છે "

"શા માટે ચાલે છે ? અમારી સાથે શી વાત થઈ હતી ? "

"શું કરીએ બા—હું બાઈડી માણસ, એટલુ શું જાણું ? "

ભમરાળીની જાડી બુદ્ધિ જોઈ મને ખીજ ચડી.મે કહ્યુ. "એટલે શુ, માલણ ? બાઈડીઓ જાણે નહિ, તો શું ભાયડા જાણે ? ભાયડા તે વળી ઘરવ્યવહારની વાતમાં શુ સમજે ? ભાયડા તો માથે ગાસડા ઉપાડીને રૂપિયા લાવી દે એટલું જ ભાયડાઓનું તે આવી બાબતમા ઉપજે ખરું ? "

મને લાગે છે કે એની જાડી બુદ્ધિને મારી વાત બંધબેસ્તી ન લાગી એ જરા હસી. મે કહ્યુ.—

"તારા વરનો વિચાર શુ એવો છે કે અમરનાથની સાથે છોકરીને પરણાવવી ? "

"એમનો વિચાર નથી, પરન્તુ અમરનાથ બાબુને લીધે જ રજનીને મિલકત મળી છે એટલે એમનુ કહેવું માનવુ જ જોઇએ, " માલણે જવાબ આપ્યો

"ત્યારે અમરનાથ બાબુને કહે જઇને, કે મિલકત રજનીને હજી કાઇ મળી નથી; મિલકત અમારી છે અને અમે તે સોપવાના નથી. બને તો મુકદ્દમો માડીને લ્યો જઇને "

"આ વાત પહેલાથીજ કહી હોત તો ઠીક હતું. અત્યાર સુધીમા તો કયારનો મુકદ્દમો દાખલ થઈ ચૂકયો હોત "

"મુકદ્દમો દાખલ કરવો એ ખાવાની વાત નથી, પૈસાનુ પાણી કરવું પડેછે રાજચંદ્ર દાસ કુલ વેચીને કેટલાક પૈસા ભેળા કર્યા છે?"

માલણ ગુસ્સાથી કંપવા લાગી ખરુ કહું છુ કે હુ જરા પણ ગુસ્સે થઇ નહોતી માલણ જરા ગુસ્સો દબાવીને બોલી

"અમર બાબુ અમારા જમાઈ થશે કે મિલકત એમની થવાની હાલ તરત રૂપિયા ખરચી મુકદ્દમો માડે એટલી ગુંજાશ એમની છે" એટલું કહી માલણ ઉઠીને ઊભી થઈ. મે એને છેડો પકડી બેસાડી માલણ હસીને બેઠી મે કહ્યુ —

"અમર બાબુ મુકદ્દમો માડીને મિલકત લે તેમા તારે શો લાભ?"

"મારી છોકરી સુખી થાય એ"

"અને મારા છોકરા વેરે તારી છોકરી પરણે તો, જાણુમા, બહુ દુખી થવાની?"

"એમ તે હોય! ગમે ત્યા પણ મારી છોકરી સુખી થાય એટલે થયુ"

"તમારે પોતાને કાંઈ સુખ જોઈતુ નથી?"

"અમારે વળી સુખ શુ? છોકરીના સુખમા જ અમારુ સુખ"

"પહેરામણી?"

માલણ મરક મરક હસીને બોલી —

"ખરી વાત કહું બા? અહિંયા પરણવાની છોકરી હા પાડતી નથી."

"એટલે? શું કહે છે?"

"અહિંની વાત નીકળતા જ કહે છે કે આંધળીએ વળી પરણીને શું કરવુ 'તું?"

"અને અમરનાથ વેરે પરણવાની વાત નીકળતા?"

"કહે છે કે અમરનાથને લીધે જ મારે બધા વાના છે. એઓ જે કહે તે કરવુ જ જોઇએ"

"પરણુનાર છોકરીની વળી હા–ના કેવી? માબાપની હા થઈ એટલે બસ"

"રજની કાંઈ નાની છોડી નથી, વળી મારા પેટનું ફરજન નથી, અને વળી મિલકત તેની છે. અમારી નથી. એ અમને કહાડી મૂકે તો અમે શું કરી શકીએ? ઉલટુ, એ રાજી રહે એમ જ અત્યારે અમારે વર્તવુ પડે છે"

મે જરા વાર વિચાર કરીને પૂછ્યુ —

"રજનીને અમરનાથ મળે છે ખરા?"

"ના, અમર બાબુ મળતા જ નથી"

"મારી સાથે રજનીનો મેળાપ થઇ શકશે ખરો?"

"મારી પણ એ જ મરજી છે. આપ વખતે સમજાવી પટાવીને વાત એને ગળે ઉતારી શકો આપના ઉપર રજનીને બહુ શ્રદ્ધા છે, ભક્તિભાવ છે"

"પ્રયત્ન કરી જોઇશ પણ રજનીનો મેળાપ થાય શી રીતે? કાલ એને અમારે ઘેર એકવાર મોકલવાનું બનશે?"

"એમાં શો વાંધો હોય? એ તો આ ઘરનું જ ખાઈપીને મોટી થઈ છે પણ જે ઘેર કન્યાના સગપણની વાત ચાલતી હોય તે ઘેર આમ-સગપણ થયા પહેલાં-તેનાથી અવાય ખરુ?"

મર મૂઈ! પાછું બહાનુ? શુ કરવુ? બીજો ઇલાજ ન જોઈ મેં કહ્યુઃ—

"ઠીક રજની અમારે ત્યા આવી શકે એમ ન હોય, તો પછી હું તમારે ત્યા આવુ એવુ બને?"

"એ શુ બોલ્યા? અમારા એવા ભાગ્ય કયાથી કે આપની ચરણરજ અમારા ઘરમા પડે!"

"સબધ થશે તો મારી શુ-ઘણાનીય પડશે તુ મને આજ નિમત્રણ દઇ જા"

"પણ અમારે ઘેર આપને મોકલવાની બાબુ સાહેબ હા પાડશે શેના?"

"ભાયડાઓની વળી હા-ના શી? બાઇડીઓની મરજી એ જ ભાયડાઓની મરજી"

માલણ હાથ જોડી નિમત્રણ કરી, હસતી હસતી, રજા લઇ વિદાય થઇ



## પ્રકરણ ૨ જું.

# અમરનાથનું કથન.

રજનીની મિલકત પાછી મેળવવા મેં જે આટલી મહેનત લીધી તે સફળ થઇ છે, મિત્રબાબુ-વાળાઓએ મિલકત ઉપરનો હક વગરવાધે ઉઠાવી લીધો છે, એમ છતા પણ મિલકતનો કબજો લેવામા આવ્યો નથી, એ સાભળી ઘણા દગ થશે. હુ પણ તેથી કઈક વિસ્મિત થયો છુ મિલકત મારી નથી—હું કબજો લેનારો કોણ? મિલકત રજનીની છે, તે જો કબજો ન લે તો પછી બીજુ કોઇ શુ કરી શકે? પરન્તુ રજની કોઈ રીતે મિલકતનો કબજો લેવા હા પાડતી નથી કહેછે—આજ નહિ—બે ચાર દી' જવા દ્યો, પછી કબજો લેશુ, વગેરે કબજો ભલે ન લે, પણ દરિદ્રની કન્યાને સાહેબી તરફ આટલો બધો અભાવ કેમ હોઈ શકે, એ હું બહુ બહુ વિચાર કરવા છતા પણ સમજી શકયો નથી. રાજચન્દ્ર અને તેની સ્ત્રીએ પણ આ બાબતમા

રજનીને સમજાવી જોઈ, પણ રજની મિલકતનો કબજો હાલ તરત લેવા ચાહતી નથી આનો ભેદ શો? કોને માટે મેં આટલી બધી જેહમત ઉઠાવી? એ ગમે તેમ હો, પરન્તુ કંઇ પણ છેવટનો નિર્ણય કરવા માટે હું રજનીને મળવા ગયો રજની સાથે મારા વિવાહ-ની વાત ચાલી ત્યારથી હું તેને મળવા ઝાઝું જતો નહિ, કારણ કે હાલમા મને જોઇ એ કંઇક શરમાતી. પરન્તુ આજે ગયા વિના ચાલે તેમ નહોતુ એટલે એની પાસે ગયો એ ઘરમા ગમે ત્યારે જવાની મને છૂટ હતી ત્યા જઇને મે જોયુ તો એ દીઠામા ન આવી પાછો ફરતા જોઉ છુ તો રજની બીજી કોઇ સ્ત્રીની સાથે ઉપર ચડતી હતી તે સ્ત્રીને મે જોતા વેતજ ઓળખી, ઘણા દિવસથી દીઠી નહોતી છતા જોતા વેતજ ઓળખી કે આ તો ગજેન્દ્રગામિની લલિતલવગલતા

રજનીએ જાણી જોઇને જૂનુ લુગડુ પહેર્યું હતુ શરમની મારી એ લવગલતાની સાથે બરાબર વાત કરી શકતી નહોતી લવગલતાનુ હસવુ સમાતું નહોતુ ક્રોધ કે દ્વેષનુ કઇ જ લક્ષણ દેખાયુ નહિ

એ હસવુ મે ઘણા દિવસથી સાભળ્યુ નહોતુ એ હસવુ તેવુ ને તેવુ જ હતુ પૂર્ણિમાના સમુદ્રના નાના નાના તરંગો જેવુ, પુષ્પવતી વસંત-લતાના આન્દોલન જેવુ—તેમાથી સુખ, તુટી તુટીને ઝરી પડતુ હતુ

હુ દ ગ થઇ, સજડ બની, અ દેશામા પડી, આ વિચિત્રચરિત્રવાળી રમણીની માનસિક શક્તિનુ અવલોકન કરતો હતો લલિતલવંગલતા કશાથી પણ ડગતી નથી લવ ગલતા મહાન વૈભવમાથી ઘોર દારિદ્રયમા આવી પડી છે તોપણ તે ને તે જ સુખમય હાસ્ય, જે રજનીને લીધે આ ઘોર વિપત્તિ આવી છે, તેના જ ઘરના પગથિયા ચડે છે, તેની સાથે વાતચિત કરે છે, તોપણ તે ને તે જ સુખમય હાસ્ય આમ છતા હુ જાણુ છુ કે લવ ગ કોઈ પણ વાત ભૂલી નથી

હુ ખસીને બાજુના ઓરડામા ગયો. લવ ગ-લતા પહેલા એ જ ઓરડામા દાખલ થઈ, અને નિ.શંક ચિત્તે, આજ્ઞા કરનારી રાજરાજેશ્વરીની પેઠે. એણે રજનીને કહ્યુઃ—

"રજનિ, તુ હમણા કયાક બીજે જા તારા વર સાથે મારે ખાનગીમા કાઇક વાત કરવાની છે બ્હીતી નહિ ! તારો વર સુન્દર છે ખરો, પણ મારા વૃદ્ધ સ્વામી કરતા વધારે સુ દર નથી " રજની ઝ ખવાણી પડી કંઇક વિચાર કરતી કરતી ચાલી ગઈ

લલિતલવ ગલતા, ભ્રકુટી ચડાવી, એવુ ને એવુ મધુર હાસ્ય કરી, ઈન્દ્રાણીની પેઠે મારી સામે ઊભી રહી. ફક્ત એકવાર સિવાય બીજી કોઈવાર અમરનાથને પોતાનુ ભાન ભૂલેલો કોઇએ જોયો

નથી આજ ફરીવાર હું પોતાનું ભાન ભૂલ્યો. એ વખતે પણ લલિતલવ ગલતા, આ વખતે પણ લલિતલવ ગલતા લવગે હસીને પૂછયુ.—

"મારા મ્હો સામું શું જોઈ રહ્યા છો? તમે પ્રાપ્ત કરેલી સમૃદ્ધિ ખુંચવી લેવા તો હું આવી નથી ને? ધારૂ તો એમ કરી શકુ."

"તુ બધુ કરી શકે," મે જવાબ આપ્યો, "પણ આ નહિ કરી શકી હોત તો રજનીને મિલકત આપી અત્યારે પોતાને હાથે રાધી શોક્યને જમાડવાની વેતરણ ન કરત"

"એ જાણુમા બહુ વસમુ લાગે એવુ ધારતા હશો," લવગે ખડખડ હસીને ઉત્તર આપ્યો; "શોક્યને રાંધી દેવુ એ મોટા દુ:ખની વાત છે એ ખરુ, પરન્તુ એકાદ પહેરાવાળાને બોલાવી તમને પકડાવી દઉ તો અત્યારે પાછી એક શું-પાચ રસોયણ રાખી શકુ એમ છુ"

"મિલકત રજનીની છે. મને પકડાવવાથી શું વળશે? જેની મિલકત છે તે એ ભોગવ્યા કરશે"

"તમે કોઈ કાળે પણ સ્રીજાતને ઓળખી નહિ. જેને પોતે ચાહે છે તેને બચાવવા ખાતર રજની આ ઘડીએ જ મિલકત ઉપરથી હાથ ઉઠાવશે."

"એટલે કે મને બચાવવા ખાતર મિલકત તને લાચમા દેશે"

"એમ જ"

"ત્યારે આટલા દિવસ એ લાચ માગી નહિ તેનું કારણ અમારા લગ્ન નથી થયાં એ લગ્ન થશે કે તું લાંચ માગવાની"

"તમારા જેવા નાના મનના માણસો શી રીતે સમજે? ચોરો સમજતા નથી કે પારકાના દ્રવ્યને હાથ લગાડાય નહિ રજનીની સંપત્તિ રાખી શકાતી હોય તો પણ હુ રાખુ શુ કરવા?"

"તુ જો એવી ન હોત તો મને એ પાપ-બુદ્ધિ સૂઝત જ કેમ? તે મારો આટલો અપરાધ માફ કર્યો છે, મારા ઉપર આટલો અનુગ્રહ કર્યો છે, તો તારી પાસે મારી એક ભિક્ષા છે તુ જે જાણે છે તે જો તે બીજા કોઇને ન કહ્યુ હોય તો રજનીને પણ ન કહેતી"

ગર્વિષ્ટ લવગલતાએ ભ્રકુટી ચડાવી–કેવી સુદર ભ્રકુટી!–બોલી –"હુ શું ઠગારી છુ? જે સ્ત્રી તમારી વેરે પરણનાર છે તેને છાની રીતે તમારી વિરુદ્ધમા ભભેરવાને શુ હું તેને ઘેર આવી છુ?"

આમ કહી લવગલતા હસી તેના હાસ્યનો મર્મ મારાથી કશો કદી સમજાતો નથી લવગ ભારે ગુસ્સે થઈ હતી, પરંતુ હસવાથી બધો ગુસ્સો શમી ગયો જાણે જળ ઉપરથી મેઘની છાયા સરી ગઈ અને તે જગાએ નિર્મેઘ ચદ્ર પ્રકાશી રહ્યો મને લવગલતાનો મર્મ કદી સમજાયો નહિ.

"ત્યારે હું રજનીની પાસે જાઉં છુ," લવંગ હસીને બોલી

"જા"

લલિતલવંગલતા લલિત લવંગલતાની પેઠે ડોલતી ડોલતી ચાલી ક્ષણેક પછી મને પોતાની પાસે તેડાવ્યો. જઈને જોઉં છું તો લવંગલતા ઊભી છે, રજની તેને પગે હાથ મૂકી રડે છે મને જોઈ લવંગલતા બોલી —

"સાભળો, તમારી ભવિષ્યની ભાર્યા શું કહે છે તે! તમારી રૂબરૂ ન હોય તો આવી વાત હું સાભળું સરખી નહિ"

મે આશ્ચર્ય પામી પૂછ્યું.—"શું?"

લવંગલતાએ રજનીને કહ્યું —"બોલ, તારા વર આવ્યા છે —"

રજની વ્યાકુળતાથી, આસુભરી આખે, લવંગલતાના ચરણને સ્પર્શ કરી બોલી –

"મારી એટલી ભિક્ષા છે કે મારી જે કંઇ મિલકત છે–આ બાબુના પ્રયત્નથી મારી જે કાંઇ મિલકત મળી આવી છે–તે બધી હું દસ્તાવેજ કરી આપને આપી દેવા ચાહું છું તે આપ સ્વીકારો. સ્વીકારશો ખરા ને?"

આનંદથી મારું અંતઃકરણ છલકાઇ રહ્યું રજનીની ખાતર મે જે કોશિશ કરી હતી, જે જેહમત ઉઠાવી હતી, તે સાર્થક થઈ લાગી મને પહેલાથી જ સમજાયું હતું અને અત્યારે વધારે

સ્પષ્ટ રીતે સમજાયું કે રમણીમંડળમાં રજની અદ્વિતીય રત્ન છે. લવંગલતાની ઝળહળ જ્યોતિ પણ તેના તેજ આગળ ઝાંખી પડી ગઈ.

હું અત્યાર અગાઉ રજનીનાં અંધ નયન આગળ આત્મસમર્પણ કરી ચૂક્યો હતો, આજ તેની આગળ વણમૂલે વેચાયો. એ અમૂલ્ય રત્નથી મારી અંધારી પુરી* પ્રકાશિત કરી આ જીવન હું સુખમાં ગાળીશ. વિધાતા શું મને એ દિવસ નહિ દેખાડે?

## પ્રકરણ ૩ જું.

# લવંગલતાનું કથન.

મેં ધાર્યું હતું કે રજનીના આ વિસ્મયકારક વચન સાભળી અમરનાથનું મ્હો અગ્નિમાં શેકેલા કેળના પાનની પેઠે કરમાઈ જશે. પણ એવુ તો કાંઈ દીઠું નાહ. એનુ મ્હો કરમાવાને બદલે ઉલટુ પ્રફુલ્લ થયું. વિસ્મિત, દિઙ્મૂઢ, જે કાંઈ થવાનું તે હું જ થઇ.

*ભુવન, કાયા.

મેં તો પહેલાં મજાક માની. પણ રજનીનાં આસુ, વ્યાકુળતા અને દૃઢતા જોઇ મને પૂરેપૂરી ખાતરી થઇ, કે રજની ખરા દિલથી બોલે છે. મેં કહ્યું —

"રજનિ ! કાયસ્થના કુળમા તું જ ધન્ય છે ! તારા જેવી કોઈ નહિ. છતા હું તારું દાન નહિ લઉ."

"નહિ લ્યો તો હું એ બીજાને આપી દઇશ."

"અમરનાથ બાબુને ?"

"આપ એમને બરાબર ઓળખતા નથી. હું દઉ તોપણ તેઓ લેનાર નથી એમ લેનારા બીજા"

"અમરનાથ બાબુ શુ કહો છો ?" મેં પૂછયું.

"મારી સાથે વાત થતી નથી, હુ શું બોલુ ?" અમરનાથે જવાબ આપ્યો.

હું મોટી મુંઝવણમા પડી રજની મિલકત ઉપરથી હાથ ઉઠાવવા તૈયાર થઈ છે તે જોઇ અજબ થાઉં છુ, વળી અમરનાથ, જે મિલકત પાછી મેળવવા પોતે આટઆટલું કર્યું હતું, અને જેના લોભે પોતે રજનીને પરણવા તૈયાર થયો છે, તે મિલકત હાથમાથી જતી રહે છે એમ જોવા છતાં પણ એવો ને એવો પ્રફુલ્લ છે, તે જોઇને પણ અજબ થાઉં છુ !

મામલો શો છે?

મે અમરનાથને કહ્યુઃ "તમે જરા બહાર જાઓ તો હુ રજનીને બધી વાત ફોડ પાડીને કહું" અમરનાથ તરત જ ચાલ્યા ગયા મે રજનીને પૂછયું:—

"ખરેખર, તું શું મિલકત આપી દેવાની?"

"હુ ગગાજળ લઈ સોગદ ખાવા તૈયાર છું."

"હું તારુ દાન લઉં, જો તુ મારુ કઇક દાન લે તો?"

"ઘણું લીધુ છે"

"થોડુ વધારે લેવુ પડશે"

"એકાદ પ્રસાદી વસ્ત્ર આપજો"

"ના ના, એ નહિ હું જે આપુ તે લેવું પડશે."

"શું આપશો?"

"શચીન્દ્ર નામે મારો એક પુત્ર છે હું તને શચીન્દ્રનુ દાન કરીશ તુ જો એને સ્વામી તરીકે સ્વીકારીશ, તો જ હુ તારી મિલકત સ્વીકારીશ."

રજની ઊભી હતી તે ધીરે ધીરે બેસી ગઇ. અંધ નયનો મીચ્યા તે પછી એની મીચેલી આંખોમાંથી અખડ જળધારા વહેવા લાગી. આસુઓ

ખાળ્યાં રહે નહિ. હું ભારે સંકટમા પડી. રજની બોલતી નથી, ફક્ત રડે છે મેં પૂછ્યું:— "કેમ રજનિ? આટલી રડે છે કેમ?"

રજની રડતાં રડતા બોલી:–"તે દિવસે હું ગંગાના જળમાં ડૂબી મરવા ગઈ હતી–ડૂબી હતી, એ શચીન્દ્રને માટે!–જો કે લોકોએ મને પાછળથી બચાવી લીધી હતી. તમે જો કહેત, કે તુ આંધળી છે તેને હુ દેખતી કરી દઉ તો હું એ માગત નહિ–હુ શચીન્દ્ર માગત. શચીન્દ્ર કરતા વધારે મારે આ દુનિયામા બીજું કંઈજ નથી દેવતા-ની આગળ જેમ ફુલની કળી, તેમ તેમની આગળ આ મારો પ્રાણ! ચરણારવિન્દમા સ્થાનક મળે કે સાર્થક બને આંધળીના દુ ખની વાત સાભળશો કે?"

હું રજનીની વ્યાકુળતા જોઇ વ્યાકુળ બની બોલી —

"સાભળીશ"

પછી રજનીએ રડતાં રડતા હૃદય ખોલી મને બધી વાત કહી. શચીન્દ્રનો કંઠ, શચીન્દ્રનો સ્પર્શ, અંધનો રૂપોન્માદ! પોતાનું નાસી જવું, ડૂબવું, બચવુ, બધુ કહ્યુ છેવટે બોલી:–"લવંગ-બા, તમારે આંખો છે, આંખો હોવા છતાં આટલા પ્રેમથી ચાહી શકાય કે?"

હું મનમાં બોલી: 'આંધળી! તું તે પ્રેમમા શું સમજતી'તી? તું લવંગલતા કરતા હજાર ગણી

સુખી છે.' મોટેથી બોલી:—"ના, રજનિ, મારા સ્વામી વૃદ્ધ છે. હું એટલું બધું ક્યાંથી જાણું! ત્યારે તું શચીન્દ્રને પરણીશ, એ નક્કી છે ને?"

"ના."

"એમ કેમ? ત્યારે આટલી બધી વાત કરી શું કરવા? આટલી બધી રડી શું કરવા?"

"એ સુખ મારા નસીબમાં નથી, માટે જ એટલી રડી"

"એટલે? હું પરણાવી દઈશ"

"પરણાવી દઈ નહિ શકો. અમરનાથ વડે જ મારું સર્વસ્વ છે. અમરનાથે મારી મિલકત મેળવવા માટે જેટલુ કર્યું છે તેટલું પારકાને માટે બીજું કોઇ કરે ખરુ? એ પણ ન ગણુ, પરંતુ પોતાના જીવને જોખમે તેમણે મારો જીવ બચાવ્યો છે, એનુ કેમ?"

રજનીએ તે હકીકત કહી. પછી બોલી·—

"હુ જેમના આટલા બધા ઋણમા છુ, તેઓ મારું જે કરશે તે મારે કબૂલ છે તેમણે જ્યારે અનુગ્રહ કરી મને પોતાની દાસી બનાવવા ધારી છે, ત્યારે હું તેમની જ દાસી થઇશ, બીજા કોઇની નહિ."

અરે ભગવાન! શું કરવા સંન્યાસી પાસે છોકરાનું ઓસડ કરાવ્યું? વગરવિવાહે મિલકત તો રહેછે, રજની તો હમણા જ મિલકત દેવા તૈયાર

છે, પરન્તુ છટ્! રજનીનું દાન લઉં? ભીખ માગીને પેટ ભરવું પડે એ પણ સારું. હુ બોલી છું કે જો હું આ લગ્ન ન કરાવુ તો હુ કાયસ્થની દીકરી નહિ. હું આ લગ્ન હરગીઝ કરાવીશ."

મે રજનીને કહ્યુ. "ત્યારે હુ તારુ દાન નહિ લઉં. તારે જેને ગમે તેને આપી દેજે"

હું ઉઠી

રજનીએ કહ્યુ.—"જરા બેસો હુ અમરનાથ બાબુ પાસે એકવાર આગ્રહ કરાવી જોઉં. તેમને બોલાવુ છું"

અમરનાથ સાથે ફરી એકવાર મેળાપ કરવા મારી ઇચ્છા હતી હુ પાછી બેઠી રજનીએ અમરનાથને બોલાવ્યા

અમરનાથ આવ્યા એટલે મે રજનીને કહ્યુ— "અમરનાથ બાબુ આ બાબતમા આગ્રહ કરવા ચાહતા હશે, તોપણ શુ તેઓ તારી હાજરીમા બધી વાત ખુલાસાથી કહી શકશે કે? પોતાના વખાણ પોતે ઊભી રહીને સાભળતી નહિ."

રજની ચાલી ગઈ



# પ્રકરણ ૪ થું.

## લવંગલતાનું કથન.

"તમે શું રજનીને પરણવાના?" મેં અમરનાથને પૂછ્યુ

"હા, જરૂર"

"હજી પણ જરૂર? રજનીની મિલકત તો રજની મને આપે છે."

હુ રજનીને પરણવાનો છુ-મિલકતને નહિ."

"મિલકતને માટે જ તો રજની સાથે પરણવા ધાર્યું હતું"

"સ્ત્રીનુ મન આવું જ હલકુ હોય છે"

"સ્ત્રીજાત ઉપર આટલી અશ્રદ્ધા ક્યારનીક થઇ છે?"

"અશ્રદ્ધા નથી. એમ હોત તો પરણવા ઇચ્છત નહિ."

"પરંતુ વીણી વીણીને આંધળી કન્યા ઉપર આટલો અનુરાગ ક્યાંથી થયો? એથી જ મિલકતની વાત કહેતી હતી."

"તારો વૃદ્ધના ઉપર આટલો બધો અનુરાગ શા માટે છે? મિલકતને માટે કે?"

"કોઇના દેખતાં તેના વરને બુઢ્ઢો કહેવો ન જોઇએ. મારી સાથે લડી પડવાનું કારણ? તમે શું વાચાળ સ્રીની જીભથી ડરતા નથી?"

(પરન્તુ લડી પડવા હુ ઊંડું ઊંડું ઇચ્છતી હતી)

અમરનાથે કહ્યું:—"ડરું છુ જ તો. લડી પડવા જેવું તો હું કાંઈ બોલ્યો નથી, એટલું જ કે જેમ તું મિત્રબાબુને ચાહે છે તેમ હુ રજનીને ચાહું છું"

"કટાક્ષની ખુબીથી કે?"

"ના, કટાક્ષ નથી માટે. તું પણ જો આધળી હોત તો વધારે સુંદર લાગત."

"એ વાત હુ મારા સ્વામીને પૂછીશ, તમને નહિ હાલમા તો જેમ તમે રજનીને ચાહો છો, તેમ હુ પણ રજનીને ચાહું છુ."

"તુ પણ શું રજનીને પરણવા ઇચ્છે છે?"

"લગભગ એવું. હું એને, પોતે પરણવા નહિ તો સારે ઠેકાણે પરણાવવા, ચાહું છું તમારી સાથે એના લગ્ન થવા નહિ દઉં"

"હું સુપાત્ર છુ. રજનીને એવો વર બીજો મળતો નથી."

"તમે કુપાત્ર છો  હું સુપાત્ર મેળવી દઇશ"

"હું કુપાત્ર શાથી ?"

"ખમીસ કાઢીને જરા વાંસો દેખાડો જોઉં ?"

અમરનાથનું મુખ લેવાઇ ગયું—કાળું પડી ગયું બહુ જ ખિન્ન થઇ એ બોલ્યા.—"છિ: ! લવંગ !"

મને દુઃખ થયું પરન્તુ દુંખ દેખી હું ડગી નહિ. મે કહ્યું—"એક વાર્તા કહું. સાંભળશો ?"

હુ વાત દાબી દઉ છુ ધારી અમરનાથ બોલ્યા. "સાંભળીશ"

મેં શરુ કર્યું :—

"ઉગતી જુવાનીમાં લોકો મને રૂપવતી કહેતા-"

"આ જો વાર્તા હોય તો ખરી વાત કઈ ?"

"આગળ સાભળો એ રૂપ જોઈ મુગ્ધ બની એક ચોરે મારા પિયરના જે ઓરડામાં હું એક દાસી સાથે સૂતી હતી, તે ઓરડામાં ખાતર પાડયું." આ વાત મેં શરુ કરી એટલે અમરનાથ પરસેવે ઝેબઝેબ થઈ બોલી ઉઠયા:—

"માફ કર."

મે આગળ ચલાવ્યુ: “એ ચોર ખાતર પાડી મારા ઓરડામા દાખલ થયો ઓરડામા દીવો બળતો હતો મે ચોરને ઓળખ્યો, ગભરાઇને દાસીને ઉઠાડી એ ચોરને ઓળખતી નહોતી મેં અણછૂટકયે ચોરને આવકાર આપી, ધારણા દઈ, પલગ ઉપર બેસાડયો ”

“માફ કર એતો બધુ જાણું છું ”

“તોપણ એક વાર યાદ દેવાડવી સારી. ક્ષણ પછી ચોર ન જાણે તેમ મારી ઈશારત મુજબ દાસી બહાર જઈ ચોકીદારને બોલાવી લાવી, ખાતર વાળી જગ્યાએ ઊભી રહી મે પણ લાગ જોઈ, કામનુ બહાનુ કાઢી બહાર નીકળી, ઓરડાને એક જ બારણું હતુ તેની સાકળ વાસી દીધી ખોટુ કર્યું હતું ?”

“આ બધુ બોલે છે શા માટે ?”

મે આગળ ચલાવ્યુ “પછી ચોર બહાર કેમ નીકળ્યો તે કહો જોઉ ? મે સાદ પાડીને આજુ-બાજુના લોક ભેળા કર્યા મોટા મોટા બળવાન માણસોએ આવી ચોરને પકડયો. ચોરે શરમને માર્યે મ્હોડુ કપડાથી ઢાકી રાખ્યુ મે દયા આણી એના મ્હો ઉપરનુ કપડુ ખસેડાવ્યું નહિ પરન્તુ પોતાને હાથે લોઢાનો સળીઓ તપાવી એની પીઠ ઉપર લખ્યુ,

‘ ચોર ! ’

અમરબાબુ, સખત ઉનાળામા પણ આપ અંગ ઉપરનું કપડું કાઢી સૂતા નથી ને!"

"ના"

"લવ ગલતાના હસ્તાક્ષર ભૂસાવાના નથી"

રજનીને બોલાવી આ વાર્તા એને કહેવી એવી ઇચ્છા હતી, પરન્તુ હવે નહિ કહુ. તમે રજનીને લાયક નથી રજની સાથે પરણવાનું માડી વાળજો જો નહિ વાળો તો પછી સ્હેજે મારે રજનીને વાત કહેવી પડશે"

અમરનાથ થોડીવાર વિચારમા પડયા પછી ખેદ સાથે બોલ્યાઃ—

"કહેવી પડે તો કહેજે તું કહે કે ન કહે, પણ હુ જાતે આજ તેને બધુ કહીશ મારા ગુણ દોષ–બધુ જાણ્યા પછી રજની મને સ્વીકારવો હોય તો સ્વીકારે, ન સ્વીકારવો હોય તો ન સ્વીકારે. હું એને છેતરીશ નહિ."

હુ હસીને મનમા મનમાં અમરનાથને હજારો ધન્યવાદ દેતી દેતી, હર્ષ–વિષાદ સાથે, ઘેર આવતી રહી



# પ્રકરણ ૫ મું.

## શચીન્દ્રનું કથન.

મિલકત ગુમાવ્યા પછી થોડે દિવસે હું એકદમ બીમાર પડી ગયો સાહેબીમાથી ગરીબીમાં જઇ પડવાની ધાસ્તીથી મનમા કોઇ જાતનો વિકાર થઈ આવવાથી કે શાથી આ બીમારી લાગુ પડી તે કહેવાનો પ્રયત્ન નહિ કરુ. ફકત બીમારીના લક્ષણ કહીશ

એક દિવસ સાજ પહેલાં, તડકો નમી ગયા પછી, અગાસીમા બેઠોબેઠો હુ અધ્યયન કરતો હતો. આખો દિવસ અધ્યયન કર્યું હતુ જગત્‌ના દુર્બોધ, ગૂઢ તત્ત્વોની સમાલોચના કરતો હતો. કશાયનો મર્મ સમજી શકાય નહિ, છતા કશાથી પણ આકાક્ષા નિવૃત્ત થાય નાહ જેમ જેમ વાચુ તેમ તેમ વધારે વધારે વાચવાનું મન થાય છેવટે થાક લાગ્યો પુસ્તક બ ધ કરી હાથમા લઈ વિચાર કરવા લાગ્યો સ્હેજ નિદ્રા આવી. નિદ્રા નહિ પંણ ઘેન એ ઘેન નિદ્રાના જેવું સુખકર કે તૃપ્તિકર નહિ. થાકેલા હાથમાથી પુસ્તક સરી પડયું આંખ ઉઘાડી છે, બાહ્ય વસ્તુઓ દેખાય છે,

છતાં શુ દેખાય છે તે કહી શકાતુ નથી. ઓચિંતુ મે દીઠુ કે ત્યાઆગળ પ્રભાતના વાયુથી લ્હેરાતી, કલ કલ કલ નાદ કરતી નદી પથરાયલી છે; જાણે ત્યાઆગળ ઉષાના ઉજ્જ્વલ વર્ણથી પૂર્વ દિશા પ્રકાશવા માડે છે; અને એ ગગાપ્રવાહુની અંદર રેતીના આરા આગળ રજની ઊભી છે! રજની જળમા ઉતરે છે. ધીરે, ધીરે, ધીરે! અંધ! છતા વાકી ભમ્મરવાળી, વિકળ છતા સ્થિર, એ પ્રભાતની શાન્તિથી શીતળ બનેલી ભાગીરથીના જેવી ગભીર, ધીર, તેમ જ તે જ ભાગીરથીના જેવી અતરમા દુર્જય વેગ ધરાવનારી! ધીરે, ધીરે, ધીરે–જળમા ઉતરે છે દેખાવ કેવો સુંદર! રજની કેવી સુંદર! વૃક્ષ ઉપરથી આવતી નવા મ્હોરની ખુશબો પેઠે, દૂરથી સભળાતા સંગીતના શેષભાગ પેઠે, રજની જળમા ધીરે, ધીરે, ધીરે, ઉતરે છે! ધીરે, રજનિ, ધીરે! હું તને જોઉં. અગાઉ અવગણના કરી જોઈ નહોતી, હવે એકવાર સારી પેઠે જોઈ લઉં. ધીરે, રજાન, ધીરે!

મને મૂર્છા આવી મૂર્છાનાં લક્ષણો હું જાણતો નથી. જે પાછળથી સાંભળ્યું તે કહેવાથી કાંઈ ફળ નથી. હુ જ્યારે પાછો શુદ્ધિમાં આવ્યો ત્યારે રાતનો વખત હતો મારી આસપાસ ઘણાં માણસો ભેળાં મળ્યા હતાં. પરન્તુ મેં એ બધું કઈ જ દીઠું નહિ. દીઠી ફક્ત–એ મૃદુ મૃદુ નાદ કરતી ગંગા; અને એ ધીરે, ધીરે, જળમાં ઉતરતી રજની! આંખો

મીચી તો ફરી દીઠી, એ જ ગંગા અને એ જ રજની! ફરી જોયું તો ફરી દીઠી, એ જ ગંગા અને એ જ રજની! બીજી દિશાએ જોઉં છું તો ફરી એ જ રજની ધીરે, ધીરે, ધીરે, જળમાં ઉતરે છે. ઉંચે જોઉં છું તો ઉંચે પણ આકાશવિહારિણી ગંગા ધીરે, ધીરે, ધીરે વહે છે, અને આકાશવિહારિણી રજની ધીરે, ધીરે, ધીરે જળમાં ઉતરે છે બીજી તરફ મન વાળ્યું, છતાં તે જ ગંગા અને તે જ રજની! હું હાર્યો ચિકિત્સકો મારી ચિકિત્સા કરવા લાગ્યા.

ઘણા દિવસ સુધી મારી આ ચિકિત્સા ચાલી, પરંતુ મારી આંખ આગળથી રજનીનું રૂપ પળવાર પણ અંતર્હિત થયું નહિ હું જાણતો નથી કે મને શો રોગ થયો છે ધારીને ચિકિત્સકો મારી ચિકિત્સા કરતા હતા મારી આંખ આગળ જે રૂપ અહોરાત્ર નાચી રહ્યું હતું તેની વાત મેં કોઇને કહી નહિ



## પ્રકરણ ૬ ઠું.



# શચીન્દ્રનું કથન.



અરે ધીરે, રજાન ધીરે! ધીરે, ધીરે, મારા આ હૃદયમન્દિરમા પ્રવેશ કર આટલી ઉતાવળી કા? તું અંધ છે, રસ્તો અજાણ્યો છે ધીરે, રજનિ, ધીરે! નાની સરખી આ પુરી–અંધારી, અંધારી, અંધારી, નિત્યઅંધકારમય! દીપશલાકા પેઠે એમા પ્રવેશ કરી તું એને પ્રકાશિત કર, દીપ-શલાકા પેઠે તું પોતે તો બળવાની, પણ સાથે સાથે આ અંધારી પુરીને પ્રકાશિત કરવાની

અરે ધીરે, રજનિ, ધીરે! આ પુરીને તુ તારે પ્રકાશિત કર, પરંતુ આમ દાહ કરે છે શા માટે? કોને ખબર કે શીતળ પત્થર પણ દાહ કરતા હશે! તને તો હુ પાષાણની ઘડેલી–પાષાણમયી જાણતો હતો કોને ખબર કે પાષાણ પણ દાહ કરતા હશે! અથવા કોને ખબર કે પાષાણમા પણ

લોહના સંઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થતો હશે! તારી આરસ જેવી ધોળી, આરસ જેવા સ્નિગ્ધ દેખાવની, આરસની ઘડેલી જેવી મૂર્તિ જેમ જેમ જોઉ છુ તેમ તેમ વધારે વધારે જોવાની ઇચ્છા થાય છે દિવસે દિવસે, પલકે પલકે, જોવા છતાં પણ લાગે છે કે જોઇ કયા? ફરી જોઉં છું. ફરી ફરી જોઉ છુ છતાં જોવાથી ધરાતો તો નથી

બીમારીમાં હુ ઘણુ કરી કોઇની પણ સાથે વાત કરતો નહિ. કોઇ વાત કરવા આવતુ એ ગમતું નહિ રજનીની વાત હું મ્હોએ લાવતો નહિ, પરંતુ પ્રલાપમા શું બોલતો, શુ ન બોલતો, એ યાદ આવતું નથી પ્રલાપ ઘણુંખરુ કાયમ રહેતો.

હું પથારી ઘણુંકરી છોડતો નહિ. સૂતા સૂતા શું શુ દેખતો તે કહી શકતો નથી કયારેક દેખતો કે યુદ્ધક્ષેત્રમા યવનોની કતલ ચાલી રહી છે, લોહીની નદી વહી રહી છે, કયારેક દેખતો કે સોનાના મેદાનમા હીરાના વૃક્ષ ઉપર તારાઓના ઝુમખે ઝુમખા ખીલી રહ્યા છે, કયારેક દેખતો કે આકાશમાર્ગે આઠ ચંદ્ર સહવર્તમાન શનૈશ્ચર મહાગ્રહ, ચાર ચંદ્ર સહવર્તમાન બૃહસ્પતિ ઉપર જોસભેર જઈ પડે છે, ગ્રહ ઉપગ્રહોના ચૂરેચૂરા થઇ જાય છે અને એ અથડાઅથડીથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે એ ચૂરાઓનો જથ્થો સળગી ઉઠી, એ સળગતી હાલતમા જ વિશ્વમડળની ચોતરફ વેગભર ઘૂમી રહ્યો

છે, ક્યારેક દેખતો કે આ જગત્ તેજોમય-કાંતરૂપ-ધારી દેવયોનિની મૂર્તિઓથી ભરપૂર છે, તેઓ આકાશ માર્ગને સંતત દેદીપ્યમાન કરતી ફરતી ફરે છે; તેઓના અંગના સૌરભથી મારાં નાસારંધ્ર ભરાઈ જાય છે પરંતુ ગમે તે જોઉં ને-એ સર્વની વચ્ચોવચ રજનીની તે પાષાણમયી મૂર્તિ ખરી જ ખરી! હાય! રજનિ! પત્થરમા આટલી આગ?

ધીરે, રજનિ, ધીરે! ધીરે, ધીરે, રજનિ! આ અંધ નયનોને વિકસાવ. જો, તું મને જો, હું તને જોઉં! આ હું જોઉં છું કે તારા નયનકમળ ક્રમે કરી ખીલવા માડે છે, ક્રમે, ક્રમે, ક્રમે, ધીરે, ધીરે, ધીરે, નયનકમળ ખીલતા જાય છે!

આ દુનિયામા કોને આખ નથી હોતી-ગાય, ઘેટા, કુતરા, બીલાડાં, એઓને પણ આખ હોય છે તારે નથી શુ? નથી, નથી, તો મારે પણ નથી. હુ પણ હવે આંખ નહિ ઉઘાડુ



## પ્રકરણ ૭ મું.

# લવંગલતાનું કથન.

હું જાણતી જ હતી કે શચીન્દ્ર કાઇક નવાજુની કરશે-નાની ઊમરમા આટલા વિચાર શા? બ્હેન તો એકવાર ઝાખીને જોતી યે નથી, ને હુ કહુ છુ તો, હુ ઓરમાન મા, એટલે, મારુ કહ્યુ એ માનતો નથી આ બધા છોકરાઓને જાળવવા ભારે છે હવે જવાબદારી જોઉ છું તો મારી છે વૈદ્ય ડાકતર કાઇ કરી શકયા નહિ, તેમ કાઇ કરી શકવાના પણ નથી એ લોકો રોગ જ પારખી જાણતા નથી રોગ રહ્યો, મનમાં, ત્યા હાથ જોયે, આખ જોયે, જીભ જોયે, તેઓ શુ સમજવાના હતા? જો એ લોકો મારી પેઠે પડદા પાછળ સતાઇને છોકરાના ચેનચાળા જોત તો તો વખતે કોક દી' રોગ પારખી શકત ખરા

બોલે છે શુ? "ધીરે રજની!" છોકરો તો એકલો પડે છે કે આ જ શબ્દો બોલે છે સન્યાસી

મહારાજના ઉપચારથી શું આ ફળ નીપજ્યુ ? મારા શા ભોગ લાગ્યા કે મેં આવું કામ કર્યું ! વારુ, રજનીને એકવાર રોગીની પાસે બેસાડી હોય તો કેમ ? કયાથી બેસાડે ? હું રજનીને ઘેર ગઇ હતી તે પછી એ મારે ઘેર એક પણ વખત આવી નથી. કહેવરાવી મોકલીશ તો એ આવ્યા વિના નહિ રહે, એમ ધારી મે રજનીને ઘેર માણસ મોકલ્યુ અને કહેવરાવ્યુ કે મારે જરૂરનું કામ છે, માટે એકવાર આવી જાય

મને વિચાર આવ્યો કે પહેલા એકવાર શચી-ન્દ્રની આગળ રજનીની વાત કહાડી જોઉ, એ ઉપરથી સમજાશે કે રજનીની સાથે શચીન્દ્રના વ્યાધિને કાંઈ સંબંધ છે કે નહિ

એટલે મુદ્દાની વાત જાણવા માટે હુ શચીન્દ્રની પાસે જઇ બેઠી આ વાત, પેલી વાત, એમ કરતા કરતા મે યુકિતથી રજનીનો પ્રસ ગ કાઢયો બીજુ કોઇ ત્યા હતુ નહિ રજ-નીનુ નામ સાભળતા જ છોકરો ચમકેલી હ સીની પેઠે ડોક ઉ ચી કરી મારા મ્હો સામુ જોઇ રહ્યો. મે રજનીની ગમે તેટલી વાત કાઢી, પણ શચીન્દ્રે તેનો કશો જવાબ આપ્યો નહિ, ફકત વ્યાકુળ આખે મારા તરફ જોઇ રહ્યો છોકરો બહુ વ્યગ્ર બની ગયો આ પાડે, પેલુ તોડે, એમ કરવા મ ડયો મે છેવટે રજનીનુ વાકુ બોલવા માડયુ, જેમ કે. એ ધનની અત્યત લાલચુ છે, અમારા લોકના

આગળના ઉપકારો તદ્દન ભૂલી ગઇ છે. આવી જાતની વાતચિતથી શચીન્દ્ર નાખુશ બની ગયો; પણ એના બોલવામા એવું કાંઇ જણાયું નહિ

મને ચોક્કસ સમજાયું કે આ સન્યાસીનો કામો છે તેઓ આ વખતે બીજે સ્થળે ગયા હતા, પણ થોડા દિવસમા પાછા આવવાની વકી હતી હુ તેમની વાટ જોવા લાગી પરંતુ મનમા એમ પણ લાગવા માડયુ, કે તેઓ આવીને એ શું કરશે? મે મૂર્ખ, દુરાકાક્ષાપરવશ સ્ત્રીએ ધનને લોભે, આઘુ પાછુ જોયા વગર મારી મેળે જ આ વિપત્તિ વ્હોરી લીધી છે ત્યારે ધારતી હતી કે રજનીને જરૂર દીકરાની વહુ બનાવીશ ત્યારે કોને ખબર કે આધળી કુલવાળી પણ મળવી મુશ્કેલ થશે? કોને ખબર કે સન્યાસીની મત્રૌ-ષધિથી અર્થનો અનર્થ થશે? સ્ત્રીની બુદ્ધિ અતિશય ક્ષુદ્ર હશે એ ખબર નહિ પોતાની બુદ્ધિના અહકારે હુ પોતે ડૂબી મને આવી બુદ્ધિ સૂઝી એ પહેલા હુ મૂઈ નહિ કેમ? અત્યારે એમ થાય છે કે મરુ પરતુ શચીન્દ્ર બાબુને સાજા થયેલા જોયા વગર મરી શકાતુ નથી

કેટલાક દિવસ પછી પેલા સન્યાસી કયાકથી આવી પહોચ્યા તેમણે કહ્યુ કે શચીન્દ્ર બીમાર છે સાભળી હું જોવા આવ્યો છુ. કોણે એમને શચીન્દ્રની બીમારીની વાત કહી એ કાઇ તેઓ બોલ્યા નહિ

શચીન્દ્રની બીમારીની વાત તેમણે પહેલેથી છેલ્લે સુધી સાભળી પછી શચીન્દ્રની પાસે બેસી કઇ કંઈ

બાબતો પર વાતચિત કરવા માડી. આ પછી પ્રણામ કરવા સારુ મે તેમને મારા ખડમાં તેડાવ્યા પ્રણામ કરી કુશળ સમાચાર પૂછી હુ બોલીઃ

"આપ સર્વજ્ઞ છો; આપ ન જાણો એવુ કઇ જ નથી શચીન્દ્રને શો રોગ છે તે આપ જરૂર જાણતા હોવા જોઇએ"

"એ વાયુરોગ છે મટવો બહુ મુશ્કેલ છે"

"ત્યારે શચીન્દ્ર કાયમ રજનીનુ નામ કેમ લીધા કરે છે?"

સંન્યાસી બોલ્યાઃ "તુ બાળક છે, સમજીશ ખરી?" (સત્યાનાશની વાત! હુ બાળક! હુ શચીન્દ્રની મા છુ!) "આ રોગની એક ગતિ એવી છે કે હૃદયમા છુપાયલા અને અપરિચિત, ભાવ અથવા પ્રવૃત્તિઓ પ્રગટ થઈ જાય છે, અને અતિશય બળવાન બની જાય છે. શચીન્દ્રે કોઈક વખતે અમારા લોકની દૈવવિદ્યાનુ પારખુ જોવા માગ્યુ હતુ, તે ઉપરથી મે એક તાન્ત્રિક અનુષ્ઠાન કરેલુ કે જેથી એ, પોતાને જે ખરા અંતઃકરણથી ચાહતું હોય, તેને સ્વપ્નમા દેખે શચીન્દ્રે રાતમા રજનીને સ્વપ્નમા જોઈ સ્વાભાવિક નિયમ એવો છે કે જે આપણને ચાહે છે એમ આપણે જાણીએ, તેના તરફ આપણને અનુરાગ થાય છે એટલે તે રાતે શચીન્દ્રના મનમા રજની તરફના અનુરાગનુ બીજ છૂપી રીતે રોપાયુ. પરંતુ રજની આંધળી અને હલકા માણસની છોકરી વગેરે કારણથી એ

અનુરાગ ખીલી શકયો નહિ અનુરાગનાં લક્ષણ પોતાના હૃદયમા દેખાયા છતા પણ શચીન્દ્રે એ વાત માની નહિ એમ કરતા ઘોર દારિદ્રયદુ.ખની દહેશતથી તમે લોકો પીડાવા લાગ્યા સૌથી વધારે દુ ખ શચીન્દ્રને થયુ ગરીબાઇનું દુ ખ ભૂલવા માટે શચીન્દ્રે અભ્યાસમા મન લગાડયુ એકચિત્તે વિદ્યાભ્યાસ કરવા માડયો એ વિદ્યાભ્યાસ વધારે પડતો થવાથી મગજ ખસી ગયું તેથી જ આ માનસિક રોગ ઉત્પન્ન થયો આ માનસિક રોગને આધારે રજની તરફનો, એ લગભગ વિસરાઈ ગયેલો, અનુરાગ પાછો ખીલી નીકળ્યો આ વખતે શચીન્દ્ર-નામા એવી માનસિક શક્તિ નહોતી કે જેના વડે તે એ અણઘટતા અનુરાગને દબાવી દે વળી મેં પહેલા જ કહ્યુ છે કે આવી માનસિક પીડાને લીધે જે ગુપ્ત માનસિક ભાવનો વિકાસ થાય છે તે કાલ્પનિક બની જાય છે, અને તે વિકારનુ સ્વરૂપ પકડે છે શચીન્દ્રને એવી જાતનો આ વિકાર છે"

મે વ્યાકુળતાથી પૂછયુ

"એનુ વાળણ કઇ રીતે થાય?"

"હું ડાક્તરોની વિદ્યા કઇ જ જાણતો નથી ડાકતરોથી આ રોગ મટી શકે કે કેમ એ હું બરાબર કહી શકતો નથી પણ ડાકતરોએ કદી પણ આવા રોગ મટાડયા હોય એવુ મે સાભળ્યું નથી"

"ઘણા ડાકતરોને દેખાડી જોયુ પણ કાઇ ફાયદો થયો નહિ"

"ઘણુ કરી વૈદ્ય–ડાકતરનાથી કશો ફાયદો નહિ થાય"

"ત્યારે શુ કાઈ ઉપાય નથી?"

"કહો તો હુ ઓસડ આપું"

"આપના ઓસડથી બીજા કોનુ ચઢે? આપ જ અમારા ઊગારનાર છો, આપ જ ઓસડ આપો"

તુ આ ઘરની ધણિયાણી છે, તુ કહે કે તરત ઓસડ આપુ શચીન્દ્ર પણ તારા કહ્યામા છે તુ કહીશ કે તરત શચીન્દ્ર મારુ ઓસડ લેશે પરતુ એકલા ઓસડથી આરામ નહિ થાય માનસિક રોગની માનસિક ચિકિત્સા કરવી જોઇએ રજની જોઇએ."

"રજની આવશે તેડવા માણસ મોકલ્યુ છે."

"પરતુ રજનીના આવવાથી સારુ થશે કે માઠુ, એ પણ વિચારવા જેવું છે એમ પણ બને કે શચીન્દ્રનો રજની તરફનો આ કાલ્પનિક અનુરાગ, શચીન્દ્રની રોગી અવસ્થામા શચીન્દ્રનો અને રજનીનો મેળાપ થતા ઊડુ મૂળ ઘાલી કાયમનુ ઘર કરી બેસે જો રજનીની સાથે લગ્ન ન થાય એમ હોય તો રજની ન આવે એ જ ઠીક."

“ રજનીનુ આવવું સારું હોય કે માઠું હોય એ વિચારવાનો વખત હવે રહ્યો નથી આ જુઓ! રજની આવે ”

એ જ વખતે રજની એક દાસીની સાથે આવી પહોચી અમરનાથ પણ શચીન્દ્ર બીમાર છે સાભળી જાતે જોવા આવ્યા હતા પોતે ઘરના બહારના ભાગમા રહી દાસી સાથે રજનીને અંત.પુરમા મોકલી હતી



## ખંડ ૫ મો.

# અમરનાથનું કથન.

## પ્રકરણ ૧ લુ.

**આ** આંધળી ફુલવાળી કોણ જાણે શી મોહિની જાણે છે ! ચક્ષુમાં કટાક્ષ નથી, છતા એણે મારા જેવા સન્યાસીને પણ મોહિત કર્યો મે ધાર્યું હતું, કે એકવાર લવંગલતાને ચાહ્યા પછી, ફરી કદી કોઈને ચાહીશ નહિ. માણસનો બધો જ નકામો દભ છે ! બીજી આધી રહી, પણ સ્હેજે જ હુ આધળી ફુલવાળીનાથી મોહિત થયો

ધાર્યું હતુ કે આ જીવન અમાવાસ્યાની રાત્રિના જેવુ છે અધકારમા જ વીતશે—એકાએક તેમાં ચદ્રોદય થયો ! ધાર્યું હતું કે આ જીવન-સિધુ મારે તરીને જ ઓળગવો પડશે—એકાએક મે મ્હો આગળ સોનાનો સેતુ દીઠો ! ધાર્યું હતું કે આ મરુભૂમિ સદાકાળ આવુ ને આવુ દગ્ધક્ષેત્ર

રહેશે—એકાએક રજનીએ ત્યાં નંદનવન આણી ખડું કર્યું! મારા આ સુખની હવે સીમા નથી કાયમ અંધારી ગુફામાં રહ્યું હોય તે એકાએક આ, સૂર્ય-કિરણથી ઝળહળી રહેલા, તરુપલ્લવકુસુમથી શોભી રહેલા, મનુષ્યલોકમાં આવી પડે, ને, તેને જેવો આનંદ થાય તેવો જ આનંદ મને થયો છે! જીંદગી-ભર પરાધીન, પરપીડિત, દાસાનુદાસ બની રહ્યો હોય તે એકાએક ચક્રવર્તી રાજાધિરાજ બની જાય, ને, તેને જેવો આનંદ થાય તેવો જ આનંદ મને થયો છે! રજનીની માફક જન્માંધ હોય તે એકાએક દેખતું થઇ જાય, ને, તેને જેવો આનંદ થાય, તેવો જ આનંદ રજનીને ચાહવાથી મને થયો છે!

પરંતુ આ આનંદનું છેવટ શું આવશે તે કહી શકાતું નથી હું ચોર છું! મારી પીઠપર આતશને અક્ષરે લખેલું છે કે હું ચોર છું! જે દી' રજની તે અક્ષરપર હાથ મૂકીને પૂછશે કે આ શેનો દાગ છે તે દી' મારે તેને શું કહેવું? શું એમ કહેવું કે એ કંઈ નથી? એ આંધળી કંઇ જાણવાની નથી પરંતુ જેને આધારે હું સંસારમાં સુખી થવા ચાહું છું તેને જ મારે છેતરવી? જેનાથી બને તે એમ ભલે કરે, મારાથી બન્યું ત્યારે મેં આનાથી એ વધારે બૂરું કામ કર્યું છે—કરીને ફળ ભોગવ્યું છે હવે શા માટે? મેં લવંગલતાની આગળ કહ્યું હતું કે હું બધી વાત રજનીને કહીશ, પણ કહેતાં જીભ ઉપડતી નથી હવે કહીશ

જે દી' રજની શચીન્દ્રને જોઇ આવી તે દી' બપોર પછી હુ રજનીને આ વાત કહેવા ગયો. જઇને જોઉ છુ તો રજની એકલી બેઠી બેઠી રડે છે મેં તે ક્ષણે રજનીને કાઇ ન કહેતા તેની માશીને પૂછ્યુ કે, રજની રડે છે કેમ? તેની માશી કહે,—કોણ જાણે? મિત્રબાબુન ઘેરથી આવી ત્યારથી રજની રડે છે—હુ પાતે શચીન્દ્રની પાસે ગયો નહોતો મારી પ્રત્યે શચીન્દ્ર નાખુશ રહ્યા, એટલે મન જોવાથી રખેને એનુ દરદ જોર કરે એ બ્હીકે હુ ગયો નહોતો એટલે ત્યા શુ થયુ હતુ એ હું જાણતો નહોતો રજનીને પૂછ્યુ, કેમ રડે છે? રજની આખો લૂછી ચૂપ થઈ રહી

મને બહુ લાગી આવ્યુ મે કહ્યુ—"જો રજનિ, તારુ જે કાઇ દુ ખ છે, તે મને સમજાશે, તો જીવને સાટે પણ હુ એ ટાળીશ તુ શે દુ ખે રડે છે તે શુ મને નહિ કહે?"

રજનીએ પાછુ રડવા માડયુ મહા મહેનતે, પાછુ રોવુ રોકી એ બોલી—"આપ આટલો અનુગ્રહ કરો છો, પણ હુ એ અનુગ્રહને લાયક નથી"

"એ શું બોલી રજનિ? હુ મનમા જાણુંછું કે હું જ તારે લાયક નથી હું તને એ જ વાત કહેવા આવ્યોછુ"

"હું આપની કૃપાપાત્ર દાસી છુ, મને આવી વાત શીદ કહોછો?"

"સાભળ રજનિ! તને પરણી હુ આ જન્મારો સુખમાં ગાળીશ એવો મને પૂરો ભરોસો છે. મારી આ આશા ભાગશે તો, જાણુમા, મારુ મોત થશે પરતુ એ આશા ફળીભૂત થવા આડુ યે જે વિઘ્ન છે તે હું તને કહેવા આવ્યો છુ બધુ સાભળ્યા પછી જવાબ દેજે, પહેલા દેતી નહિ થતી જુવાનીમા એક દી' હુ રૂપાન્ધ થઇ ઉન્મત્ત બન્યો હતો ભાન ભૂલી જઈ મે ચોરનુ કામ કર્યુ હતુ અગે આજ પણ એનું એ ધાણુ છે એ જ વાત તને કહેવા આવ્યો છુ"

પછી ધીરે ધીરે, કેવળ ધૈર્યનુ અવલબન કરી મે એ કહી ન જાય એવી વાત રજનીને કહી રજની આધળી એટલે જ કહી શકયો આખે આખ મળી હોત તો કહી શકત નહિ

રજની ચૂપ થઈ રહી હુ પછી બોલ્યો

"રજનિ! રૂપોન્માદથી ઉન્મત્ત બની થતી જુવાનીમા એક દી' મે આ મૂર્ખાઈનુ કામ કર્યું હતું ફરી કદી કશો અપરાધ કર્યો નથી. જીવનભર મે આ એક દિવસના અપરાધનુ પ્રાયશ્ચિત્ત કર્યુ છે મને તું સ્વીકારીશ ખરી?"

રજની રડતા રડતા બોલી "આપ ભલે ને સદાકાળ લૂટારાનો ધધો કરતા હો, આપ ભલે ને હજારો બ્રહ્મહત્યા, ગોહત્યા, સ્ત્રીહત્યા કરતા હો, તોપણ આપ મારે મન દેવતા છો, આપ મને ચરણમા

સ્થાન આપો કે હું આપની દાસી બનુ, પરંતુ હુ આપને લાયક નથી એ વાત આપે સાભળવી હજી બાકી છે "

"એ કેમ, રજનિ?"

"મારુ આ પાપી મન બીજાનુ વેચાણ બન્યું છે."

હુ ચમકી થરથરી ઉઠયો મેં પૂછયું. "એટલે, રજનિ?"

રજની બોલી. "હુ સ્ત્રીજાત છુ, આપની આગળ આથી વધારે બીજુ કઇ રીતે કહુ? પણ લવ ગબા બધુ જાણે છે. આપ એમને પૂછશો તો બધી વાતથી વાકેફ થશો કહેજો કે મે બધી વાત કહેવા કહ્યુ છે"

હુ તરત જ મિત્રબાબુને ઘેર ગયો કેવી રીતે લવગની સાથે મેળાપ થયો એ વર્ણવી નજીવી બીનાથી કાળક્ષેપ નહિ કરુ જોઉ છુ તો લવ ગલતા ધૂળમા આળોટતી આળોટતી શચીન્દ્રની ખાતર રડે છે હુ જતા વાર જ લવ ગલતા મારે પગે વળગી ઑાર રડવા લાગી–બોલીઃ "માફ કરો! અમરનાથ, માફ કરો! તમારા ઉપર મે જે આટલો જુલમ ગુજાર્યો હતો તેની વિધાતા મને આ સજા કરે છે મારા પેટના દીકરાથી વધારે વહાલો દીકરો શચીન્દ્ર, જાણુમા, મારે જ વાકે જીવથી જાય છે! હું ઝેર ખાઇને મરીશ! આજ તમારી નજર આગળ ઝેર ખાઇને મરીશ"

મારી છાતી ફાટી ગઈ રજની રડે છે, લવંગ રડે છે, આ સ્ત્રીજનોની આંખમાંથી પાણી પડે છે: મારી આંખમાંથી પાણી પડતું નહોતું, પરંતુ રજનીની વાતથી મારા હૃદયની ભીતરથી રુદનધ્વનિ ઉઠતો હતો લવંગ રડે છે, રજની રડે છે, હું રડું છુ, અને શચીન્દ્રની આ દશા! કોણ કહે છે કે સંસાર સુખમય છે? સંસાર અંધકારમય છે!

પોતાનું દુઃખ રહેવા દઈ, પહેલાં લવંગના દુઃખની વાત પૂછી લવંગે રડતાં રડતાં શચીન્દ્રના દરદનો હેવાલ બધોય કહ્યો સંન્યાસીની વિદ્યાના પારખાથી માંડીને તે પથારીવશ સ્થિતિમાં રજની સાથેની મુલાકાત સુધીની બધી હકીકત લવંગે કહી.

ત્યાર પછી રજનીની વાત પૂછી મેં કહ્યું "રજનીએ બધી વાત કહેવા કહ્યું છે, કહે" લવંગે પછી, રજની પાસેથી જે જે સાંભળ્યું હતું તે તે બધું મોકળે મને કહ્યું

રજની શચીન્દ્રના, શચીન્દ્ર રજનીનો, વચ્ચે હું કોણ? આ વખતે હું વસ્ત્રમાં મ્હો છુપાવી રડતો રડતો ઘેર આવતો રહ્યો



## પ્રકરણ ૨ જું.

**આ** ભવના બજારમાંથી મારી દુકાનદારી ઉપાડી લેવી પડી મારા નસીબમા સુખ વિધાતાએ લખ્યું નથી—બીજાનુ સુખ છીનવી લઉ શા માટે? શચીન્દ્રની રજની શચીન્દ્રને સોપી હું આ સંસાર છોડી જઈશ. આ હાટ ભાગીશ, આ હૃદયને કબજે કરીશ, જે સુખદુ:ખથી પર છે, તેના જ ચરણમા સર્વસ્વનું સમર્પણ કરીશ

પ્રભો! તને બહુ બહુ શોધ્યો, ક્યાં છે તુ? દર્શનમા વિજ્ઞાનમા તું નથી જ્ઞાનીના જ્ઞાનમા, ધ્યાનીના ધ્યાનમાં તું નથી તુ અપ્રમેય છે, એથી કરી, તારે માટે પ્રમાણ નથી આ ખીલુ ખીલુ થઇ રહેલું હૃદયકમળ જ તારુ પ્રમાણ છે આમા તુ આરોહણ કર હુ આધળી કુલવાળીને પડતી મૂકી, તારી પ્રભાની ત્યા આગળ સ્થાપના કરુ.

તું નથી? ભલે ન હો, તારે નામે હું સર્વસ્વનુ સમર્પણ કરીશ **अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरं तस्मै नमः** બોલી આ કલકલાંછિત કાયાનું સમર્પણ કરીશ. તેં જે દીધુ છે, તે શુ તું નહિ લે? તું લઇશ જ, નહિ તો પછી આ કલંકનો રાશિ બીજું કોણ શુદ્ધ કરશે?

પ્રભો ! તારી આગળ એક અરજ છે આ કાયા કલંકિત કરાવી કોણે, તે કે ના મેં ? હું આ જે અસત્ અસાર છું, તેમા વાક કોનો, મારો કે ના તારો ? મારી આ મણિયારાની દુકાન શણગારી કોણે, તેં કે ના મેં ? જે તેં શણગાર્યું છે તે તને જ દઈશ. મારે આ ધંધો હવે ન જોઇયે.

સુખ ! તને સર્વત્ર શોધ્યું, મળ્યુ નહિ. સુખ નથી, ત્યારે આશાનું કામ શુ છે ? જે દેશમા અગ્નિ ન હોય, તે દેશમાં બળતણ ભેળું કર્યે ફળ શુ ?

મેં પ્રતિજ્ઞા કરી છે કે બધુ તજી દઈશ

* * *

હુ બીજે દિવસે શચીન્દ્રને જોવા ગયો જોઉં છુ તો શચીન્દ્ર આગળના કરતા વધારે સ્થિર છે- કઈક પ્રફુલ્લ છે તેની સાથે ઝાઝી ઘડી વાતચિત ચલાવી હું સમજ્યો કે મારા ઉપરનો અભાવ શચીન્દ્રના મનમાથી ખસ્યો નથી

બીજે દિવસે વળી પાછો હુ એને જોવા ગયો, દરરોજ હુ એને જોવા જવા લાગ્યો શચીન્દ્રની નબળાઈ અને બેચેની કમી થઈ નહિ, પરતુ ક્રમે કરી સ્થિરતા આવવા લાગી બકવાદ મટી ગયો એમ કરતા શચીન્દ્રની તબિયત ઠેકાણે આવી ગઈ

રજનીની વાત એક દી ' પણ શચીન્દ્રને મ્હોએ સાભળી નહિ પરતુ આટલું જણાઇ આવ્યુ કે જે

દિવસે રજની આવી હતી તે દિવસથી એનું દર્દ શમતું આવતું હતું

એક દી' જ્યારે બીજું કોઈ શચીન્દ્રની પાસે નહોતું, ત્યારે મેં ધીરે ધીરે વગરઆડબરે રજનીની વાત કાઢી એમ કરતા તેના અધાપાની વાત કાઢી આધળાના દુઃખની વાત કહેવા માડી આ જગત્-સસારની શોભાની ઝાખીથી તે બેનસીબ છે, પ્રિય-જનના દર્શનસુખથી તે જીવનભરને માટે બેનસીબ છે, એ બધી વાત તેની રૂબરૂ કહેવા માડી મે જોયું કે શચીન્દ્રે મ્હો ફેરવ્યુ તેની આખ આસુ-ભરી થઈ

અનુરાગ ખરો !

પછી મે કહ્યુ "આપ રજનીના હિતચિતક છો એ માટે હુ એક બાબતમા આપની સલાહ પૂછવા આવ્યો છુ રજની એક તો વિધાતાને હાથે પીડા પામી છે, તેમા વળી મારે હાથે એથી પણ વધારે પીડા પામી છે."

શચીન્દ્રે મારી તરફ વિકટ કટાક્ષ ફેંકયો મે કહ્યુ :

"આપ જો બધું ધ્યાન દઈને સાભળો તો જ હું કહેવા માડુ "

"કહો."

"હું અત્યંત લોભી અને સ્વાર્થી છું. હુ રજનીના ચરિત્રથી મોહિત થઇ એને પરણવા તૈયાર

થયો છુ એ મારા ખાસ આભાર તળે દબાયલી છે, માટે જ એણે મારો વિચાર કબૂલ રાખ્યો છે ”

શચીન્દ્ર બોલ્યો “પણ, આ બધી વાત મને કહો છો શા માટે ? ”

મે કહ્યુઃ “ મને વિચાર કરતા દેખાયુ કે હુ સંન્યાસી છુ હુ દેશોદેશ ફરતો ફરુ છુ, આંધળી રજની કઇ રીતે મારી સાથે દેશોદેશ ફરશે ? હુ અત્યારે ધારુ છુ કે બીજો કોઇ સદ્‌ગૃહસ્થ તેની સાથે પરણે તો બહુ સુખની વાત છે હુ તેને બીજાની સાથે વરાવવા ચાહુ છુ વખતે કોઇ લાયક વર આપના ધ્યાનમા હોય એમ ધારી આપને આટલી વાત કહુ છુ ”

શચીન્દ્ર કંઈક વેગની સાથે બોલ્યો “ રજનીને માટે લાયક વરની ખોટ નથી ”

હુ સમજ્યો, રજનીને માટે લાયક વર કોણ છે તે



## પ્રકરણ ૩ જું.



**બી**જે દિવસે, ફરીને હુ મિત્રબાબુને મકાને જઇ ઊભો રહ્યો, ને, લવ ગલતાને કહેવરાવ્યુ કે,—હુ કલકત્તા છોડી જવાનો છુ, હાલ તરત પાછો આવુ એમ નથી, તુ મારી શિષ્યા છે, એટલે હુ તને આશીર્વાદ આપવા ઇચ્છુ છુ

લવ ગલતા મને ફરી મળવા આવી મે તેને પૂછ્યુ.

"કાલે હુ જે શચીન્દ્રને કહી ગયો હતો એ તે સાભળ્યુ છે ને?"

"સાભળ્યુ છે તમારે તોલે કોઇ ન આવે મને માફ કરજો, મને તમારા આવા ગુણની ખબર નહિ"

હુ કાઇ બોલ્યો નહિ. એટલે, અવસર મળતા લવ ગલતાએ પૂછ્યુ

"તમે મને મળવાનુ મન કેમ કર્યુ છે? તમે, એમ કે, કલકત્તા છોડી જાઓ છો?"

"હા, જવાનો છુ"

"શા માટે ?"

"ન જાઉં શા માટે ? મને જતા વારનાર તો કોઈ નથી."

"કદી હું વારું તો ?"

"તું મારી કોણ જે મને વાર ?"

"તમે મારા કોણ ?–એ તો કોણ જાણે. આ લોકમા તમે મારા કોઇ નથી પણ જો પરલોક હોય—"

લવગલતા આટલેથી જ અટકી ગઇ મેં ક્ષણવાર વાટ જોઇને પૂછ્યુ:

"જો પરલોક હોય તો ?"

"હું સ્ત્રીજાત છું સ્હેજે દુર્બળ છુ મારામા કેટલું બળ છે એ જોઇ તમારે શુ કરવું છે ? હુ આટલુ જ કહી શકું છુ કે હું તમારી પરમ હિતચિંતક છુ"

મને બહુ લાગી આવ્યુ, હું બોલ્યો·

"હું એ વાત માનું છું પરંતુ એક વાત મને કોઈ કાળે સમજાઇ નહિ, અને તે એ કે જો તુ મારી હિતચિંતક છે તો મારે અંગે કાયમને માટે આ કલંક લખી દીધુ શા માટે ? આ કાંઇ ભૂસ્યું જાતુ નથી કદી ભૂસ્યું જાય એમ નથી."

લવંગ નીચું જોઇ રહી, ક્ષણવાર વિચારમા પડી, પછી બોલી.—

"તમે ખોટું કામ કર્યું હતું; મેં પણ બાળકબુદ્ધિથી ખોટું કામ કર્યું હતું કોના કયા ગુન્હાની કઈ સજા, એનો ઇનસાફ કરનાર વિધાતા છે–હું ઇનસાફ કરનારી કોણ? હવે આમ પસ્તાવાનું મારે રહ્યું છે, પણ એ બધી વાત ન ઉચ્ચારવી જ ઠીક છે. તમે મને એ અપરાધની ક્ષમા આપશો?"

"તારા કહેવા પહેલાં જ મેં ક્ષમા આપી છે. પણ ક્ષમા વળી શાની? તેં ઘટતી સજા કરી હતી, તારો અપરાધ જ છે નહિ હું હવે અહિં આવવાનો નથી, હવે કદી તારી સાથે મારો મેળાપ થવાનો નથી, પરંતુ જો તું હવે પછી કદી સાભળ કે અમરનાથ દુરાચારી નથી, તો તું મારા ઉપર કંઈક –અણુમાત્ર– સ્નેહ રાખીશ ખરી?"

"તમારા ઉપર સ્નેહ રાખવાથી હું મારો ધર્મ ચૂકું."

"ના હું એ સ્નેહનો ભિખારી હવે નથી. તારા આ સાગર સરખા હૃદયમા મારે માટે શું આટલી સરખી જગ્યા નથી?"

"ના, નથી જે મારો સ્વામી ન હોવા છતાં એકવાર મારા પ્રેમનો અભિલાષી બન્યો હતો તે પંડે મહાદેવ હોય, તોપણ તેને માટે મારા હૃદયમા આટલી સરખીયે જગ્યા નથી. લોકો પંખી પાળે છે ને જે સ્નેહ રાખે છે, તે સ્નેહ પણ તમારા ઉપર મારો આ લોકમા કદી થનાર નથી."

વળી 'આ લોકમાં!' જવા દે-હું લવંગનું કહેવું સમજ્યો કે નહિ એ તો કોણુ જાણે, પરંતુ લવંગ મારું કહેવું સમજી નહિ એ ચોક્કસ પણ મેં દીઠું કે લવંગ સ્હેજ રડે છે હું બોલ્યો:—

"મારે જે કહેવું બાકી છે તે કહીને જાઉં. મારી થોડીઘણી સ્થાવર મિલકત છે, તેનો મારે ખપ નથી, તેનું હું દાન કરી જાઉં છુ."

"કોને ?"

"જે રજનીને પરણશે તેને"

"તમારી બધી સ્થાવર મિલકત ?"

"હા તું આ દાનપત્ર હાલમા તારી પાસે તદ્દન છાનુ રાખજે જ્યા સુધી રજનીના વિવાહ ન થાય, ત્યા સુધી એની વાત બહાર ન પાડતી, વિવાહ થઇ જાય એટલે રજનીના સ્વામીને દાનપત્ર દેજે."

આટલુ બોલી, લવગલતાના જવાબની રાહ જોયા વગર, દાનપત્ર તેની પાસે નાખી હું ચાલતો થયો. હું બધો બ દોબસ્ત બરાબર કરીને જ નીકળ્યો હતો, એટલે પાછો ઘેર ન જતાં, પરભાર્યો સ્ટેશને જઇ, આગગાડીમા બેસી, કાશ્મીર તરફ રવાના થયો.

દુકાનદારી ઉપડી ગઇ.



## પ્રકરણ ૪ થું.



આ પછી બે વર્ષે એક વખત ફરતો ફરતો હું ભવાનીનગર ગયો સાંભળ્યુ કે મિત્રકુટુબનુ કોઇક ત્યા આવી રહેલ છે કુતૂહળ થવાથી હુ ખબર કાઢવા ગયો બારણામા જ શચીન્દ્રનો ભેટો થયો.

મને ઓળખતા શચીન્દ્રે મને, નમસ્કાર કરી, ભેટી, હાથ ઝાલી, ઘરમાં લઇ જઇ, ઉત્તમાસને બેસાડયો. ઘણીવાર સુધી તેની સાથે નાના પ્રકારની વાતચિત થઈ. તેની પાસેથી મે સાંભળ્યુ કે, એ રજનીને પરણ્યો છે, પરતુ રજની કુલવાળી હતી તેથી રખેને કલકત્તામા લોકો તિરસ્કાર કરે ધારી, એ કલકત્તા છોડી દઈ ભવાનીનગરમાં આવી રહ્યો છે. એના પિતા તથા ભાઈ કલકત્તામાં જ રહે છે.

મારી પોતાની મિલકત પાછી લેવા શચીન્દ્રે મને બહુ બહુ વીનવ્યો, પણ કહેવાની જરૂર નથી કે મેં એ માન્યુ નહિ. છેવટે રજનીને મળવાનો એણે મને આગ્રહ કર્યો. મારી પણ એ જ ઇચ્છા હતી. શચીન્દ્ર મને અતઃપુરમાં રજનીની પાસે લઇ ગયો.

રજનીની પાસે જતાં, એણે મને પ્રણામ કરી ચરણ-રજ લીધી મે જોયું કે રજ લેવા વખતે એણે, ચરણ-સ્પર્શ માટે આંધળાઓના સ્વાભાવિક નિયમ પ્રમાણે, આડો અવળો હાથ ન ફેરવતા, એકદમ મારો ચરણ-સ્પર્શ કર્યો. હું કાઇક અજબ થયો

એ મને પ્રણામ કરી ઊભી રહી, પણ મ્હો નીચુ રાખી રહી મારી અજાયબી વધી. આંધળાઓની શરમને આંખમાં સ્થાન નથી. આંખે આંખ મળતા જે શરમ ઉપજે છે તે તેમને ઉપજે એમ ન હોવાથી તેઓ કાંઈ નજર છુપાવવા મ્હો નીચુ કરતા નથી મેં ગમે તે કાઈક પૂછયુ , રજનીએ મ્હો ઉચુ કરી પાછુ નીચું કર્યું મેં જોયું-નક્કી જોયું-કે આંખમા કટાક્ષ છે!

જન્માંધ રજની શુ હવે ત્યારે જોઇ શકે છે? હું શચીન્દ્રને એ વાત પૂછવા જતો હતો એટલામા શચીન્દ્રે મને બેસવાનું આસન દેવા માટે રજનીને આજ્ઞા કરી રજની એક શતરંજી લઈને પાથરતી હતી-જે ઠેકાણે પાથરતી હતી-તે ઠેકાણે એક નાનુ સરખું પાણીનુ ટીપુ પડયું હતું. રજનીએ આસન પાથરવું રહેવા દઇ પહેલા લુગડા વડે પાણી લૂછી લીધુ, ને પછી આસન પાથર્યું મે આબાદ દીઠું હતું કે રજનીએ તે પાણીને અડયા વગર જ આસન પાથરવુ બંધ કરી પાણી લૂછી લીધુ હતું એટલે, સ્પર્શ વડે એ જાણી શકી હોય કે તે ઠેકાણે પાણી છે, એ સંભવતુ જ નથી. જરૂર એ પાણી જોઈ શકેલી.

મારાથી હવે રહેવાયુ નહિ મેં પૂછયું: "રજનિ, તું શું હવે જોઇ શકે છે?"

રજની મ્હો નીચું કરી સ્હેજ હસીને બોલી. "હા."

મેં અજબ થઈ શચીન્દ્રના મ્હો તરફ જોયું શચીન્દ્ર બોલ્યો:—

"આશ્ચર્ય પામવા જેવું છે ખરુ, પરંતુ ઈશ્વર-કૃપાથી ન થઈ શકે એવું શુ છે? આપણા ભારત-વર્ષમાં ચિકિત્સાને લગતી કેટલીક આશ્ચર્યજનક બાબતો હતી—એ બધા તત્ત્વો યુરોપીયનો લાખો કાળ પરિશ્રમ કરવા છતા પણ શોધી કાઢી શકવાના નથી. ચિકિત્સાવિદ્યામા શા માટે, બધી વિદ્યાઓમા જ આવું છે પણ એ બધુ અત્યારે લોપ પામ્યુ છે: કેવળ કોઇક રડયા ખડયા સન્યાસી, ઉદાસી વગેરેની પાસે એ બધી લુપ્તવિદ્યાનો કંઈક અંશ બહુ ગુપ્ત રીતે જળવાઈ રહ્યો છે અમારે ઘેર એક સન્યાસી કયારેક કયારેક આવજા કરતા રહે છે, તેઓ મને ચાહતા તેમણે જયારે સાભળ્યું કે હુ રજનીને પરણવાનો છું, ત્યારે તેઓ બોલ્યા 'શુભદૃષ્ટિ* થશે શી રીતે? કન્યા તો આધળી છે ને!' મે મજાકમા કહ્યુ. 'આપ અંધાપો મટાડો' તેમણે કહ્યુ: 'મટાડીશ—એક મહિનામા.' ઓસડ આપી તેમણે એક મહિનામાં રજનીની આખમા દૃષ્ટિ પેદા કરી"

---

* વર કન્યાના હસ્તમેળાપ વખતની ક્રિયાઓમા બન્નેની દૃષ્ટાદૃષ્ટ મેળવવાની ક્રિયા બગાળામા કરવામા આવે છે, તેને 'શુભ દૃષ્ટિ' કહે છે

હું ઑર વધારે અજબ થયો; બોલ્યો: "નજરે જોયું નહોત તો હું આ માનત નહિ. યુરોપીય ચિકિત્સાશાસ્ત્ર પ્રમાણે આ અસાધ્ય છે."

આ વાત ચાલતી હતી એવામા એક વરસનું એક નાનુ બાળક ચાલતું ચાલતુ, ડોલતું ડોલતું, પડતું પડતું, ઉઠતુ ઉઠતું, તે ઠેકાણે આવી પહોચ્યુ બાળક આવી, રજનીના પગ પાસે એક બે પછડાટી ખાઇ, તેના લૂગડાનો છેડો 'ઝાલી તાણાતાણ આદરી, રજનીનો ઘુંટણ પકડી તેના મ્હો તરફ જોઈ, ખડખડ હસી પડયું એણે ક્ષણેકવાર મારા મ્હો તરફ નિહાળી હાથ ;ઉચો કરી મને કહ્યુ. "દા!" (જા!)

મેં પૂછયું.-"કોણ આ?"

શચીન્દ્રે કહ્યું.-"મારો દીકરો"

"આનું નામ શું રાખ્યું છે?"

"અમરપ્રસાદ"

હુ હવે વધારે વાર એ ઠેકાણે ઉભો રહ્યો નહિ.



# શુદ્ધિપત્ર

ધ્યાનથી વાચનાર જાતે સુધારી શકે એવી, વિરામ ચિહ્નોની, એકાદ અક્ષર કે માત્રાદિ ચિહ્ન પડી ગયાની કે ફરી ગયાની, જોડણીની વિવિધતાની, શબ્દો એક એકથી છૂટા ન પાડયાની, વગેરે ઝીણી ભૂલો આ યાદીમા કોઇક જ નોંધી છે

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૩ | વામાવરણ | વામાચરણ |
| ૬ | ૨૦ | મળે | મળે |
| ૧૧ | ૭ | જોઉ | જાઉ |
| ૧૨ | ૧૦ | વિશિષ્ઠ | વિશિષ્ટ |
| ૧૪ | ૯ | પાછી | પાછા |
| ૧૫ | ૨૧ | ફળદ્રુપ | ફળદ્રૂપ |
| ૧૬ | ૧૨ | દીઠુ ? | દીઠુ ! |
| ૧૬ | ૧૮ | બને ? | બને ! |
| ૧૬ | ૨૬ | નહિ. | નહિ? |
| ૧૮ | ૪ | મૂર્ત્તિ | મૂર્તિ |
| ૧૯ | ૧૯ | પત્નિમા | પત્નીમા |
| ૨૧ | ૫ | ઉથાપવો | ઉપાડવો |
| ૨૪ | ૧૬ | નિશાસો | નીસાસો |
| ૨૪ | ૧૯ | પાણીગ્રહણ | પાણિગ્રહણ |
| ૩૪ | ૨૫ | અપગ | લગડુ |
| ૪૫ | ૨૧ | સદ્‌ગૃહસ્થની | સદ્ગૃહસ્થની |
| ૪૧ | ૭ | એ | એના |
| ૪૭ | ૧૩ | સુ પદ્ | સ પદ્ |
| ૫૩ | ૧૦ | કેસર | કાઇરસ |
| ૫૬ | ૭ | નહિ | નહિ? |
| ૫૮ | ૪ | બ્રાહ્મણને | બ્રાહ્મણને (ધણી સ્રી) |
| ૬૪ | ૭ | એક તારો | એકતાનવાદ્ય |
| ૭૫ | ૧૫ | ગૂઢ | ગૂઢમા ગૂઢ |
| ૭૯ | ૮ | વિદ્યુતકટાક્ષ | વિદ્યુત્કટાક્ષ |
| ૯૩ | ૧૭ | કેમ | કેમ, |
| ૯૭ | ૬ | છે | — |
| ૯૮ | ૧૦ | ખીટી | ખુટી |
| ૧૩૩ | ૧૯ | મૂર્છા | મૂર્ચ્છા |

# ટિપ્પણ.

૧ પાનુ ૫ " આગલા જમાનાની માલણ માશી .. ... માર ખાધો હીરા માલણે"

બગાળીમા રાજકુમાર સુંદર અને કુવરી વિદ્યાનુ વિદ્યા–સુદર નામનુ પ્રાચીન આખ્યાન ઘણુ લોકપ્રિય છે એ આખ્યાન આપણે ત્યાના કેટલાક આખ્યાનો જેવુ છે સુદર વેષ અને નામ બદલીને કોઇ રાજાના મુલકમા જઈ તેની રાજધાનીમા હીરા માલણને ત્યા ઉતરે છે અને હીરા માલણ દ્વારા વિદ્યા અને સુદરનો મેળાપ થઇ પ્રેમ થાય છે વાત ઉઘાડી પડતા હીરા માલણને સજા કરવામા આવે છે અને સુદરને કેદ કરવામા આવે છે પણ પછી સુદર કોણ છે તે માલૂમ પડતા વિદ્યાના પિતા વિદ્યાનુ સુદર સાથે ઘણી ધામધુમથી લગ્ન કરે છે અને આખ્યાન પૂરુ થાય છે

૨ પાનુ ૬ " રામમણિ સિવાય બીજુ કોઈ નામ .. " છેક જ સાધારણ સ્થિતિની સ્ત્રીનુ, આપણા 'જડી' 'દૂધી' જેવુ નામ

૩ પાનુ ૪૭ લીટી ૧૨. " સ્થિર થઈ શકત " આના પછી નીચેનુ વાકય વાચનારે કૃપા કરીને ઉમેરી લેવુ,—

' ધાર્યું હોત તો કુલિન બ્રાહ્મણોના કરતા પણ વધારે સ્ત્રીઓ પરણી શકત."

૪ પાના ૯૩ થી ૧૦૭ આ પાનાઓને મથાળે 'અમરનાથનુ' કથન' છપાયુ છે તેને સુધારીને 'શચીન્દ્રનુ' એમ વાચવુ

૫ પાનુ ૧૧૯ લીટી ૧૩ " કેવી સુદર ભ્રકુટી!" આને બદલે 'કેવો સુદર ભ્રૂભગ!' જોઇએ

# ગુજરાતી સાહિત્ય પરિષદ્

## ભંડોળ કમિટિ.

### અહેવાલ બીજો

તા. ૪-૯-૧૯૧૫ સુધી

કમિટિ વતી

પ્રકટ કરનાર

ધિ ઑાન. લલ્લુભાઈ સામળદાસ મહેતા

સી આઇ ઇ,—તીજોરર,

અને

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,

નારાયણ પેઠ પૂના સિટિ,—મંત્રી

સપ્ટેમ્બર ૧૯૧૫.

## ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિના હાલના સભ્યોની યાદી.

ધિ ઑાન. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી,
કે. સી. આઇ. ઇ.,

(તા ૩૧-૭-૧૯૧૪ સુધી ટ્રેઝરર)

શ્રીમંત સંપતરાવ ગાયકવાડ સાહેબ,

ધિ ઑાન. લલ્લુભાઇ સામળદાસ મહેતા,
સી. આઇ ઇ., ટ્રેઝરર,

ધિ ઑાન. રાવ બહાદુર રમણભાઇ મહીપતરામ નીલકંઠ,

દિવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામજી,

ખાન બહાદુર બેજનજી મેરવાનજી ડમરી,

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,

શેઠ સાહેબ નરોત્તમ મોરારજી ગોકળદાસ,

શેઠ સાહેબ પુરુષોત્તમ વિશ્રામ માવજી,

મિ. ગુલામ મહમ્મદ બાવામીયાં મુનશી,

રા. રા. દલપતરામ ભગવાનજી શુક્લ,

(તા ૩૧-૩-૧૯૧૨ સુધી મંત્રી)

રા રા. દેવચંદ ઉત્તમચંદ પારેખ,

રા રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા,

રા રા. મનુભાઇ નંદશંકર મહેતા,

રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ,

રા. રા રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી,

રા. રા. હરજીવન ભવાનભાઇ કોટક,

રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,

રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી,

રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,—મંત્રી.

# ગુજરાતી સાહિત્ય પરિષદ્
# ભંડોળ કમિટિ.



## પ્રકરણ ૧ લું—અહેવાલ.

### ૧. સ્થાપના

ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના રાજકોટમા થયેલા ત્રીજા અધિવેશન દરમિયાન શનિવાર તા૦ ૩૦–૧૦–૧૯૦૯ ને રોજ ને ના લીમડી ઠાકોર સાહેબ શ્રી દોલતસિહજીએ પરિષદ્‌ને ભડોળની જરૂર વિચારીને રૂ. ૧૫૦૦) ભેટ આપવા પરિષદ્-પ્રમુખ દિ બ અંબાલાલ સાકરલાલ દેસાઇને લખી જણાવતા, તથા ને ના રાજકોટ ઠાકોર સાહેબ શ્રી લાખાજીરાજે રૂ. ૭૫૦) ભેટ આપવા ઈચ્છા જણાવતા, પરિષદે તે જ દિવસે ઠરાવ કરીને પરિષદ્ ભંડોળની સ્થાપના કરી, અને તેને માટે કમિટિ અને તીજોરરની નીમણુક કરી

### ૨. બેઠકો અને સર્ક્યુલર કાગળો.

આ કમિટિની પહેલી બેઠક તા૦ ૩૧–૧૦–૧૯૦૯ ને રોજ રાજકોટમા, અને બીજી બેઠક વડોદરા મુકામે ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના ચોથા અધિવેશન દરમિયાન તા૦ ૭–૪–૧૯૧૨ ને રોજ મળી હતી. એ બને બેઠકોમા કેટલાક ઠરાવો કરવામા આવ્યા હતા અને બીજી બેઠક પહેલા તેમ જ પછી જરૂરી કામકાજને લગતા કેટલાક ઠરાવો તા૦ ૧–૧–૧૯૧૧ ના તથા તા૦ ૧૨–૨–૧૯૧૩ ના સર્ક્યુલર કાગળો સાથે કમિટિના સભ્યોને મતપત્રો મોકલીને તે મતપત્રો પાછા મળી જતા બહુમતે કરવામા આવ્યા હતા

## ૩. મંત્રી અને તીજોરરના ફેરફાર.

કમિટિના પહેલા મત્રી રા રા દલપતરામ ભગવાનજી શુક્લે કમિટિનુ કામકાજ તા ૩૧-૩-૧૯૧૧ સુધી કર્યું છે પછી તેઓ વિલાયત જતા હોવાથી તા. ૧-૪-૧૯૧૨ને રોજ તેમણે પોતાનુ રાજીનામુ મોકલ્યુ અને તા. ૭-૪-૧૯૧૨ ની બેઠકમા તેમની જગાએ રા રા બલવતરાય કલ્યાણરાય ઠાકોરની નીમણુક કરવામા આવી.

કમિટિના પહેલા તીજોરર રા. રા પ્રભાશકર દલપતરામ પટ્ટણી, સી આઈ ઇ, મુબાઇ સરકારની કાઉન્સિલમા નીમાતા તેમણે તા ૭-૧૨-૧૯૧૨ ને રોજ પોતાનુ રાજીનામુ મોકલ્યુ, અને સાથે ધિ ઑાન. લલ્લુભાઇ સામળદાસ મહેતા, સી આઇ ઈ, એઓને તીજોરર નીમવાની દરખાસ્ત કરી તા ૧૨-૨-૧૯૧૩ ના સર્ક્યુલર કાગળના જવાબમા કમિટિએ એ બને સ્વીકાર્યા આ અન્વયે ને ના શ્રી જામ સાહેબના રૂા ૨૦૦૦) (જુઓ આગળ આ પછીની કલમ) તા. ૬-૭-૧૯૧૩ ને રોજ મળતા તે મંત્રી અને ધિ ઓન લલ્લુભાઇને નામે બૅન્કમાં મુકવામા આવ્યા પરતુ તીજોરરના ચાર્જની પૂરી અદલાબદલી મત્રી, જુના તીજોરર અને નવા તીજોરર ત્રણે સાથે તા ૩૧-૭-૧૯૧૪ ને રોજ પૂના મુકામે મળી શકયા, તે તારીખે થઇ એટલે ધિ ઓન સર પ્રભાશકર પટ્ટણી, કે. સી. આઇ. ઈ, એઓએ કમિટિના તીજોરરનુ કામ તા. ૩૧-૭-૧૯૧૪ સુધી કરેલુ છે

## ૪. ભંડોળવૃદ્ધિ.

ક રાજા સાહેબો તરફથી.

તા. ૧-૧૧-૧૯૦૯ ને રોજ કમિટિના રાજકોટમાના સભાસદો ને ના જામ સાહેબ શ્રી રણજીતસિહજીની સલામે ગયા અને પરિષદ્ ભંડોળના ઉદ્દેશો જણાવીને તેને માટે મદદ માગી; તે ઉપરથી ને ના શ્રી જામ સાહેબે રૂા ૨૦૦૦) ભંડોળને આપવાની પોતાની ઇચ્છા દર્શાવી

અને એ જ પ્રમાણે તા. ૧૯-૧-૧૯૧૦ ને રોજ ને ના મોરબી ઠાકોર સાહેબ શ્રી સર વાઘજીએ રૂા ૧૫૦૦) તથા દરબાર શ્રી મૂળૂવાળાએ રૂા ૬૦૦) ભંડોળને આપવાની પોતાની ઇચ્છા દર્શાવી આમાથી છેલ્લી રકમ હજી ભંડોળને મળેલી નથી

ખ પરિષદ્ના અધિવેશનોથી

આ સાથેના હિસાબ ઉપરથી જણાશે કે પરિષદ્ ભંડોળને ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્ તરફથી રૂા ૧૦૬૧) રોકડા, એ પરિષદ્ના 'અહેવાલ અને નિબધસંગ્રહ' ના રૂા ૨) ની કીમતના પુસ્તકની ૨૪૬ નકલ, અને 'ગુજરાતી સાહિત્ય ચદ્રક' (જુઓ આગળ કલમ ૬, ખ) માટેના રૂા ૧૦૦) ની કીમતના બે મુદ્રક ('ડાઈ'–die), એટલો લાભ થયેલો છે અને બીજી પરિષદ્ તરફથી તેના 'અહેવાલ અને નિબધસગ્રહ'ના રૂા ૧॥ ની કીમતના પુસ્તકની ૧૦૦ નકલો ભંડોળને મળી છે. અને બીજી નકલો પણ મળી જવાને માટે પત્રવ્યવહાર ચાલે છે

## ૫. ભંડોળની હાલની સ્થિતિ.

તા ૪-૯-૧૯૧૫ ને રોજ કમિટિની માલેકીના રૂા ૬૦૦૦) ધિ બોમ્બે સેટ્રલ કો-ઓપરેટિવ બેક લિમિટેડના તા. ૩૧-૩-૧૯૧૫ ને રોજ કહાડેલા ડિબેંચર છ—નબર સી ૧ થી સી ૬–એ રૂપમા ચાર ટકાને વ્યાજે છે, અને તે ઉપરાત રૂા ૫૦૦) પૂના સિટિની પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બેકના ન ૯૯૨૦૭ ના ખાતામા જમા છે મુદ્દલ આવક, વ્યાજથી આવક, અને ખર્ચ, એ સર્વની પ્રથમથી આજ સુધીની એકદર તારીજ હિસાબના એટલે કે ૩ જા પ્રકરણને અંતે આપવામા આવેલી છે

## ૬. કામકાજ.

### ક. અહેવાલ

કમિટિનો પહેલો અહેવાલ તા ૧-૧-૧૯૧૧ સુધીના હિસાબ સાથે તથા એ તારીખના સર્ક્યુલર કાગળ ઉપરથી થયેલા ઠરાવોની સાથે ઈ. સ ૧૯૧૧ ના માર્ચ માસની આખરે પ્રકટ કરવામા આવ્યો હતો. તા ૭-૪-૧૯૧૨ ને રોજ વડોદરામા થયેલી

કમિટિની બેઠક આગળ તા ૩૧-૩-૧૯૧૨ સુધીના હિસાબ અને અહેવાલ રજૂ થયા હતા, જે કમિટિએ મજૂર કર્યા હતા

ખ ચંદ્રક

કાઠિયાવાડ એજન્સીના યુરોપીય અમલદારોએ રાજકોટની પરિષદ્ વખતે સ્થાપેલા 'ગુજરાતી સાહિત્ય ચદ્રક' વિષેની હકીકત એ પરિષદ્‌ના પુસ્તકમા આપવામા આવેલી છે (પૃ ૧૮૩ થી ૧૮૬) એ ચદ્રકને લગતી હરીફાઇના નિબધોને માટેના વિષય બે વાર જાહેર કરવામા આવ્યા હતા દરેક વખત ને ના ગોડલ ઠાકોર સાહેબ શ્રી સર ભગવતસિહજીએ ઉત્તમ નિબધના કર્તાને (એ ચદ્રક ઉપરાત) પોતા તરફથી રૂા ૨૦૦) નુ પારિતોષિક પણ આપવાનુ જાહેર કરવાની કૃપા કરી હતી પરતુ એકે વાર ચંદ્રકને લાયક ગણાય એવો નિબધ આવ્યો નહી

ગ પુસ્તક પ્રસિદ્ધિ

(૧) પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટ કૃત 'હિદનુ રાજ્ય બંધારણ' ઇ સ ૧૯૧૩ મા અને (૨) સ્વ નવલરામ લક્ષ્મીરામ પડયા કૃત 'ઇગ્રેજ લોકોનો સક્ષિપ્ત ઇતિહાસ' ઇ સ ૧૯૧૪ મા પ્રકટ થઈ ચુકેલા છે (૩) રા રા ભગવાનલાલ ગિરિજાશકર ભટ્ટ અને રા રા. મોહનલાલ મકનદાસ મહેતાનુ લખેલુ બકિમચંદ્ર કૃત 'રજની' નુ ભાષાતર છાપવા અપાઇ ગયુ છે, અને એ ચોપડીનું કદ નહાનુ હોવાથી ચાલતી સાલના અત પહેલા પ્રકટ થઈ શકશે, એટલે કે ઇ સ ૧૯૧૫ મા થયેલા કામ તરીકે એ નોધી શકાશે, એમ જણાય છે (૪) રા રા મોહનલાલ પાર્વતી-શકર દવેને સોપેલુ પ્રોફેસર મેકડોનલ કૃત 'હિસ્ટરી ઓફ સસ્કૃત લિટરેચર'નુ ભાષાતર ઈ સ ૧૯૧૨ ની આખરથી તૈયાર થઇ ગયેલું હતુ, તે એક કે બીજા કારણને લીધે લાબી મુદ્દત સુધી છાપવા આપી શકાયુ નહી. પરતુ એ પુસ્તક પણ આ અહેવાલ પ્રકટ થશે તેટલાંમા સો વસા તો છાપવા અપાઇ ગયુ હશે

ઉત્તરાભ્યાસમાલાને માટે યોજના ઘડવાને નીમવામા આવેલી પેટાકમિટિ (જુઓ પ્રકરણ રજુ ઠરાવ ૨૦) પોતાની યોજના કમિટિની આવતી બેઠક આગળ રજૂ કરી શકશે એમ જણાય છે.

કમિટિના ઠરાવોમા દેખાતા બીજા કામોને લગતી હકીકત નીચે પ્રમાણે છે. રા રા ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરીએ માથે લીધેલો **कहानडदे प्रबंध** એમણે ઇ સ ૧૯૧૨ માં ભડોળ કમિટિને આપવાનુ માડી વાળી તે પછી વડોદરા સ્ટેટના આશ્રયથી પ્રકટ કર્યો છે રા રા. નદનાથ કેદારનાથ દીક્ષિત અને રા રા હીરાલાલ ત્રિભુવનદાસ પારેખને સોપવામા આવેલા પુસ્તકો તેઓ હજી તૈયાર કરી શકેલા નથી, પણ બીજા થોડા માસમા કરી આપવાની આશા રાખે છે. અને છેવટ, મત્રીને જ સોપવામા આવેલુ દયારામ, દલપતરામ, નર્મદાશકર, મહીપતરામ, નવલરામ, અને મણિલાલની કૃતિઓમાથી શાલોપયોગી સગ્રહો તૈયાર કરાવી પ્રકટ કરવાનુ કામ, મત્રીએ મુખ્યત્વે નીચલા કારણોને લીધે ઉપાડયુ જ નથી પહેલુ કારણ એ કે એવા શાલોપયોગી સગ્રહોને માટે ખપત જણાશે તો કમાણીની લાલચે તે પ્રકટ થશે જ,* એવા કમાણીના ધધામા ભડોળ કમિટિ જેવા જાહેર ખાતાએ હરીફાઇમા ઉતરવાની જરૂર નથી બીજુ એ કે એવા સગ્રહ બહાર પાડવા તે કઇ ગુજરાતી સાહિત્યની નવી, આવશ્યક, અને બીજા કોઇને હાથે થવા સભવ નહુજ, એવી સેવાના વર્ગમા ન આવે અને વળી ખર્ચ કરીને બહાર પાડેલા સગ્રહ શાલાખાતાના ધ્યાનમા ન આવે અથવા તો શાલાખાતાના ગુજરાતી અભ્યાસક્રમમા ખપના ન જણાય, અને 'ટેક્સ્ટ બુક' (text book) તરીકે મજૂર થવા ન પામે, તો તે ઉપર કરેલો ખર્ચ લગભગ છુટી પડે

ભડોળ કમિટિએ પ્રથમથી આજ સુધીમા કરેલા તમામ ઠરાવોની ક્રમવાર યાદી આ પછીના પ્રકરણમા આપવામા આવી છે, તેને અગે, તેમજ હિસાબની વિગતો ઉપરથી કોઇ કોઇ સ્થળે કુદરતી રીતે વધારે હકીકત માટે જિજ્ઞાસા થાય, તેના સમાધાનને

* ઉદાહરણ તરીકે, રા રા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા કૃત 'પ્રેમાનદની પ્રસાદી,' રા રા હીરાલાલ વ્રજભૂષણદાસ શ્રોફ કૃત શાલોપયોગી નવલગ્રથાવલિ, ભાગ ૧ અને ૨, રા રા. મંગળજી હરજીવન ઓઝા કૃત નર્મગદ્યમાથી રામાયણ અને મહાભારતનો સાર ઇત્યાદિ.

માટે આ ટુંકો અહેવાલ પુરતો જણાશે એવી આશા છે

પુના સિટિ, તા ૪-૯-૧૯૧૫

---

# ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ.

## પ્રકરણ ૨ જું—ઠરાવો

### ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે તા. ૩૦-૧૦-૧૯૦૯ ની બેઠકમાં કરેલો ઠરાવ ૯ મો.

લીમડીના ને ના ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજી તથા રાજકોટના ને. ના ઠાકોર સાહેબ શ્રી લાખાજીરાજે કૃપાવંત થઇને પરિષદ્‌ના ભંડોળને માટે (અનુક્રમે) એક સો ગિનિ અને પચાસ ગિનિની ઉદાર બક્ષીસ કરી છે તે આ પરિષદ્ હર્ષથી સ્વીકારીને તે માટે ખરા અંતઃકરણ પૂર્વક આભાર માને છે, અને આ રકમથી ભંડોળનો આરંભ કરી તે મોટું કરવાની તથા તેની વ્યવસ્થા કરવાની નીચેના ગૃહસ્થોની કમિટિને સત્તા આપે છે, તથા તેમને જરૂર પડે તો કમિટિમા બીજા ગૃહસ્થોને ઉમેરવાની સત્તા આપે છે —

દિ બ અંબાલાલ સાકરલાલ દેસાઈ,
રા રા. રણછોડભાઈ ઉદયરામજી,
ખા બ બેજનજી મેરવાનજી ડમરી,
રા રા મનુભાઇ નંદશંકર મહેતા,
મિ ગુલામ મહમદ બાવામીયા મુનશી,
રા રા દેવચંદ ઉત્તમચંદ પારેખ,
રા રા અમૃતલાલ રણછોડદાસ બક્ષી,
રા રા રણછોડલાલ વૃંદાવનદાસ પટવારી,
રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,
રા રા રમણભાઇ મહીપતરામ નીલકંઠ,
રા રા આનંદશંકર બાપુભાઇ ધ્રુવ,
રા રા દલપતરામ ભગવાનજી શુકલ,
રા. રા બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
રા રા પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, સી. આઈ ઇ,—તીજોરર.

## ભંડોળ કમિટિની તા. ૩૧-૧૦-૧૯૦૯ ને રોજ રાજકોટમાં થયેલી બેઠકના ઠરાવો.

૧ —રા. રા દલપતરામ ભગવાનજી શુક્લને આ કમિટિના મંત્રી નીમવામા આવે છે.

૨ —રા રા બલવંતરાય કલ્યાણરાય ઠાકોરને આ કમિટિનુ દફતર રાખવાનુ તથા પત્રવ્યવહાર ચલાવવાનુ કામ સોપવામા આવે છે

૩ —રા રા લલ્લુભાઈ સામળદાસ મહેતા તથા રા રા હરજીવન ભવાનભાઇ કોટકના નામ કમિટિમા ઉમેરવામા આવે છે

૪ —આ કમિટિના જરૂરી ખર્ચને માટે મંત્રીને રૂા ૧૦૦) સુધી ખર્ચવાની સત્તા આપવામા આવે છે

૫ —**कहानडदे प्रबन्ध** ની સટીક અને શોધેલી આવૃત્તિ છપાવવાનુ કામ રા રા ડાહ્યાભાઇ પીતાબરદાસ દેરાસરીને સોપવામા આવે છે, અને છપામણી ખર્ચ આ ફંડમાથી આપવાનુ મંજૂર કરવામા આવે છે

## તા ૧-૧-૧૯૧૧ ના સર્ક્યુલર કાગળથી સભ્યોને મોકલેલી દરખાસ્તો ઉપરથી થયેલા ઠરાવો

૬ —ગુજરાતી સાહિત્યપરિષદ્ ભંડોળ કમિટિના તા ૩૦-૧૦-૧૯૧૦ ને રોજ પુરા થયેલા પ્રથમ વર્ષનો અહેવાલ મંજૂર કરવામાં આવે છે અને તેની એક સો નકલ છપાવી વર્ત્તમાનપત્રો, જાહેર મંડળો, સાહિત્ય પ્રેમી રાજાઓ અને સજ્જનો આદિને મોકલવાની મંત્રીને સત્તા આપવામા આવે છે.

૭ —(ઉપલા) ઠરાવ ૫ મા પ્રમાણે રા. રા ડાહ્યાભાઇ પીતાબરદાસ દેરાસરીએ **कहानडदे प्रबन्ध** નો ગ્રંથ મૂલ, ભાષાંતર, ટિપ્પણ, ટીકા, અને ઉપોદ્ઘાત સહિત તૈયાર કરેલો છે તે છપાવી બહાર પાડવાની ગોઠવણનુ કામ રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરને સોપવામા આવે છે પુસ્તકનુ કદ ગુજરાત શાળા પત્રનું રાખવુ, અને પુસ્તક છપાઇ તૈયાર થયે

દર પાનાના રૂા ર) લેખે કર્ત્તાને પારિતોષિકનુ ખર્ચ ઉપાડતા છતા પુસ્તકની કીમત ઓછી રાખી શકાય એ હેતુથી પ્રથમ આવૃત્તિની એક હજાર નકલ છાપવાનુ ઠરાવવામા આવે છે પુસ્તક કમિટિની માલેકીનુ ગણાશે

૮—દયારામ, નર્મદાશકર, દલપતરામ, મહીપતરામ, નવલરામ, અને મણિલાલ નભુભાઇના ગ્રથોમાથી શાલોપયોગી સગ્રહ તૈયાર કરાવવાનુ કામ રા રા બલવતરાય કલ્યાણરાય ઠાકોરને જનરલ એડિટર તરીકે સોપવામા આવે છે દરેક સગ્રહમા મૂલના પાના ૮૦ થી ૧૦૦ સુધી રાખી ઑક્સ્ફર્ડ કલૅરન્ડન પ્રેસ સીરીઝ અને કેમ્બ્રિજ પિટ પ્રેસ સીરીઝના નમૂનાની શાસ્ત્રીય ટીકા તથા ઉપોદ્ઘાત બને મળીને આશરે ૫૦-૬૦ પાના રચાવવા. એવા દરેક ગ્રથનુ પારિતોષિક રૂા ૧૦૦) ઠરાવવામા આવે છે ઉપલા ૬ ગ્રથકારોમાથી કુલ આઠ ગ્રથો તૈયાર કરાવવાની મજૂરી આપવામા આવે છે આ સગ્રહો કમિટિની માલેકીના ગણાશે

૯—પ્રોફેસર મૅકડોનલ કૃત હિસ્ટરી ઑફ સસ્કૃત લિટરેચરનુ ટિપ્પણો સહિત ભાષાન્તર કરવાનુ કામ રા રા મોહનલાલ પાર્વતીશકર દવેને સોપવામા આવે છે અને તેને માટે પારિતોષિક રૂા ૩૫૦)નુ ઠરાવવામા આવે છે. આ ચોપડીની માલેકી કમિટિની ગણાશે

૧૦—મેબલ ડફ કૃત ક્રેનૉલોજિ ઑફ ઇન્ડિયાનુ ભાષાન્તર, એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી આજ સુધીમા થયેલા નવા નિર્ણયો સહિત રૂા ૩૫૦) ના પારિતોષિકથી કરવાનુ રા. રા હીરાલાલ ત્રિભુવનદાસ પારેખને સોપવામા આવે છે આ ચોપડીની માલેકી કમિટિની ગણાશે

૧૧.—બૅજહૉટ કૃત ઇગ્લિશ કૉન્સ્ટિટ્યુશનનુ ભાષાતર-જ્યા જ્યા જરૂર લાગે ત્યા ત્યા ઇતિહાસ વિષયક, જીવનચરિત વિષયક આદિ ટિપ્પણો સહિત-કરવાનુ કામ રા રા નદનાથ કેદારનાથ દીક્ષિતને સોપવામા આવે છે: પારિતોષિક રૂા. ૩૦૦) આ ચોપડીની માલેકી કમિટિની ગણાશે.

૧૨.—બકિમચદ્ર કૃત રજનીનુ ભાષાતર કર્ત્તાની છેલ્લી આવૃત્તિ ઉપરથી કરવાનુ કામ રા રા મોહનલાલ મકનદાસ મહેતા અને રા રા. ભગવાનલાલ ગિરિજાશકર ભટ્ટને સોપવામા આવે છે

૧૩—હિદ સરકારના બધારણ ઉપર એક સ્વતત્ર શાલોપયોગી અને નહાનો ગ્રથ તૈયાર કરવાનુ કામ પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટને સોપવામા આવે છે છેલ્લી બે દરખાસ્તોમા પારિતોષિકની રકમ માડી નથી પારિતોષિકનો વિચાર ગ્રથ પૂરા થવા ઉપર મુલતવી રાખ્યો છે

## ભડોળ કમિટિની તા૰ ૭-૪-૧૯૧૨ ને રોજ વડોદરે થયેલી બેઠકના ઠરાવો

૧૪—ટ્રેઝરર અને મત્રી તરફથી રજૂ કરવામા આવેલો તા૰ ૩૧-૩-૧૯૧૨ સુધીનો હિસાબ અને અહેવાલ મજૂર રાખવામા આવે છે

૧૫—રા રા દલપતરામ ભગવાનજી શુક્લનો મત્રીપદના રાજીનામાનો કાગળ વચાતા, એમનુ રાજીનામુ સ્વીકારવામા આવે છે, એમણે આરભથી મત્રીનુ કામ બાહોશીથી બજાવ્યુ છે તે માટે કમિટિ એઓનો અતકરણ પૂર્વક ઉપકાર માને છે, અને રા રા બલવતરાય કલ્યાણરાય ઠાકોરને મત્રી નીમવામા આવે છે

૧૬—અહેવાલ છાપવાના અને પરચુરણ કામકાજના જરૂરી ખર્ચને માટે મત્રીને વાર્ષિક રૂા ૫૦) સુધી ખર્ચવાની મજૂરી આપવામા આવે છે

૧૭—આગલા ઠરાવોમાના પુસ્તકો જેમ જેમ તૈયાર થતા આવે તેમ તેમ તે દરેક મત્રીએ તથા તેના કર્ત્તાએ મળીને છાપવાનુ તથા મત્રીએ યોગ્ય કીમતે પ્રસિદ્ધ કરવાનું ઠરાવવામા આવે છે.

૧૮—સ્વ. નવલરામ લક્ષ્મીરામ પડયાના અપૂર્ણ 'ઇંગ્રેજ લોકના સંક્ષિપ્ત ઇતિહાસ' નો કૉપિરાઇટ એમના પુત્ર રા રા. ધીમતરામ કમિટિને સોપવા ખુશી છે, તો તેના બદલામા એઓને રૂા ૧૦૦) નુ પારિતોષિક આપવાનુ ઠરાવવામા આવે છે, અને એ પુસ્તક છાપવાનુ તથા યોગ્ય કીમતે પ્રસિદ્ધ કરવાનુ મત્રીને સોપવામા આવે છે.

૧૯—ભંડોળ કમિટિનું પ્રકરણ ચોથી સાહિત્ય પરિષદ્ આગળ મુકાતા, કમિટિના અહેવાલ અને હિસાબ પાસ કરવાની તથા કમિટિમા સભ્યો તરીકે નીચેના ગૃહસ્થોને ઉમેરવાની, પરિષદ્‌ને ભલામણ કરવાનુ ઠરાવવામા આવે છે—

શ્રીમત સપતરાવ ગાયકવાડ સાહેબ,
શેઠ સાહેબ પુરૂષોત્તમ વિશ્રામ માવજી,
શેઠ સાહેબ નરોત્તમ મોરારજી ગોકળદાસ,
રા રા. નરસિહરાવ ભોળાનાથ દીવટિયા,
રા રા કમળાશકર પ્રાણશકર ત્રિવેદી

[ચોથી પરિષદ્‌મા આ મતલબનો ઠરાવ મુકવામા આવ્યો હતો, જે પરિષદ્‌મા પસાર થયો હતો જુઓ ચોથી પરિષદ્‌નો 'અહેવાલ તથા નિબધસગ્રહ' પૃ ૭૩ )

૨૦—પહેલા અહેવાલમા છાપ્યા પ્રમાણે રા રા રમણભાઈ મહીપત રામ નીલકઠે સૂચવેલી

ઉત્તરાભ્યાસ વાચનમાલા

ને માટે નવી વાચનમાલાની સાતમી ચોપડીથી આશરે બેવડા કદની ચોપડીઓની માલાને લગતી યોજના અને ખર્ચનો અડસટ્ટો તૈયાર કરવા માટે

રા રા રમણભાઇ મહીપતરામ નીલકઠ,
રા રા નરસિહરાવ ભોળાનાથ દીવટિયા,
અને રા રા બલવતરાય કલ્યાણરાય ઠાકોર,

એઓની પેટા કમિટિ નીમવામા આવે છે

## તા ૧૨-૨-૧૯૧૩ ના સક્યુર્લર કાગળથી સભ્યો ને મોકલેલી દરખાસ્તો ઉપરથી થયેલા ઠરાવો

૨૧ —રા રા પ્રભાશકર દલપતરામ પટ્ટણી, સી આઈ ઇ, નામદાર ગવર્નર સાહેબના મત્રીમડળમા નીમાતા તીજોરરના પદનુ રાજીનામુ મોકલે છે, તે સ્વીકારવામા આવે છે, અને એઓ સાહેબે આરભથી તીજોરરનુ કામ બાહોશીથી બજાવેલુ છે તે માટે કમિટિ એઓનો અતકરણ પૂર્વક ઉપકાર માને છે.

૨૨ —ધિ ઑનરેબલ લલ્લુભાઇ સામળદાસ મહેતાને કમિટિના તીજોરર નીમવામા આવે છે

૨૩ —પ્રો. હરિલાલ માધવજી ભટ્ટને કમિટિએ સોપેલી 'હિદનુ રાજ્યબધારણ' એ ચોપડીના કોપિરાઇટને વિષે પ્રો ભટ્ટ તા ૧૧-૨-૧૯૧૩ ના મત્રી ઉપરના કાગળમા જે માગણી કરે છે તે કમિટિ આ ઠરાવથી સપૂર્ણ રીતે મજુર રાખે છે; અને ઉપલા કાગળમા પારિતોષિક તરીકે કઇ ન માગતા પ્રો ભટ્ટ ઉલટા એ ચોપડીની પહેલી આવૃત્તિનો નફો આ કમિટિને ભેટ આપે છે, તે માટે કમિટિ એઓનો ઉપકાર માને છે



## પ્રકરણ ૩

### ક :—તા૦ ૧૧-૧૨-૧૯૧૦ સુધીનો, ભંડોળ કમિટિના

જ

૧૫૦૦—૦-૦ લીમડીના ને ના ઠાકોર સાહેબે આપેલી રકમ, તા૦ ૧૧-૧૨-૦૯.

૭૫૦—૦-૦ રાજકોટના ને ના ઠાકોર સાહેબે આપેલી રકમ, તા૦ ૧૮-૬-૧૦

૨૦૦—૦-૦ ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની સાહિત્ય મેડલ કમિટિએ સોંપેલી રકમ, તા૦ ૧૬-૧૦-૧૦

૧૫૬૭—૮-૦ ભાવનગર દરબારી બેંકમાં જમે

૬૭—૮-૦ વ્યાજ તા૦ ૧૩-૧૨-૦૯ થી તા૦ ૧૨-૧૧-૧૦ સુધી બાર માસનું ૪½ ટકા લેખે

૧૫૦૦—૦-૦ રોકડા ઉપાડ્યા મુદ્દલ તા૦ ૧૩-૧૨-૧૦

---

૧૫૬૭—૮-૦

૯૩૩—૦-૦ ભાવનગર દરબારી બેંક ખાતેથી રોકડા ઉપાડ્યા, તા૦ ૧૩-૧૨૧૦

---

૪૯૫૦—૮-૦

દલપતરામ ભગવાનજી શુક્લ,

મંત્રી.

# હિસાબ.

## પહેલા અહેવાલમાં પ્રકટ થઈ ગયેલો હિસાબ.

ઉ

૧૫૦૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા એક વરસની મુદ્દતે ૪½ ટકાને વ્યાજે મૂકયા, તા૦ ૧૩-૧૨-૦૯

૭૫૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા ૩¾ ટકાને વ્યાજે મૂકયા, તા૦ ૨૦ ૬ ૧૦

૨૦૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા ૩¾ ટકાને વ્યાજે મૂકયા, તા૦ ૧૮-૧૦-૧૦.

૨૫૦૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા એક વરસની મુદ્દતે ૪½ ટકાને વ્યાજે મૂકયા, તા૦ ૧૩ ૧૨-૧૦.

૦—૮-૦ સિલક રોકડી

૪૯૫૦—૮-૦

પ્રભાશંકર દલપતરામ પટ્ટણી,

તીજોરર

ખ —તા ૧-૧-૧૯૧૧ થી

સુધીના હિસાબ, ભંડોળ કમિટિની વડોદરે થયેલી

જ

| | |
|---|---|
| ૦—૮-૦ | સિલક રોકડી આગળની |
| ૧૫૦૦—૦-૦ | મોરબીના ને ના ઠાકોર સાહેબે તા ૧૯-૧ ૧૦ ના રોજ જણાવ્યા પ્રમાણે આપેલી રકમ મળી, તા. ૧ ૨-૧૧ |
| ૧૫૧૭—૦-૦ | ભાવનગર દરબારી બૅંકના સે. બૅ. ખાતામાથી ઉપાડ, તા ૨૯ ૪-૧૧ |
| ૧૨૧—૯-૦ | ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની સિલકમાથી રા રા અમૃતલાલ રણછોડદાસ બક્ષી તથા રા રા. બલવતરાય કલ્યાણરાય ઠાકોર તરફથી તા ૧૮ ૭-૧૧, ૧૦-૮ ૧૧ અને ૨૭ ૩ ૧૨, એમ ત્રણ કટકે થઈને મળેલી રકમ |
| ૧૩—૯-૦ | સે બૅ. ખાતાનુ વ્યાજ, તા ૩૧-૧૦-૧૧ |
| ૨૬૧૨—૮-૦ | તા ૧૩-૧૨ ૧૦ થી બાધી મુદ્દતે મૂકેલી રકમનુ વ્યાજમુદ્દલ, તા ૧૨-૧૨ ૧૧ |
| ૫૭૬૫—૨-૦ | |

બલવતરાય કલ્યાણરાય ઠાકોર,

મત્રીવતી

તા ૩૧-૩-૧૯૧૨

બેઠકમાં મંજૂર રાખવામાં આવેલો.

ઉ

૧૫૦૦—૦—૦ ભાવનગર દરબારી બૅંકના સે બૅ ખાતામા ૩॥ ટકાને વ્યાજે, તા ૩-૨ ૧૧

૧૫૦૦—૦—૦ ભાવનગર દરબારી બૅંકમા એક વર્ષની બધણીથી ૪॥ ટકાને વ્યાજે, તા ૨૯ ૪ ૧૧

૫૦—૦—૦ સેવીંગ બૅંક ખાતે, તા ૨૦-૭ ૧૧

૫૦—૦—૦ ,, ,, તા ૧૨-૮-૧૧

૧૩—૯—૦ ,, ,, તા ૧-૧૧-૧૧.

૨૬૧૩—૦—૦ ભાવનગર દરબારી બૅંકમા એક વર્ષની બધણીથી ૪॥ ટકાને વ્યાજે, તા. ૧૩-૧૨ ૧૧

૩૮—૯—૦ ખર્ચ

૧૨—૦—૦ ભંડોળ કમિટિના ૧લા અહેવાલની નકલ ૧૦૦ ની છપામણી ૧૬-૪-૧૧.

૫-૧૦-૬ 'કહાનડદે પ્રબંધ' ના ૧ લા ખંડની સાફ નકલ, તા ૨૫ ૮ ૧૧

૧૨—૮—૦ 'ઇગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ'ની સાફ નકલ, તા ૨૧-૧ ૧૨

૨—૬—૬ ભંડોળ કમિટિની વડોદરા મુકામે ચોથી પરિષદ્‌ની તારીખો (૫ થી ૭ એપ્રિલ) દરમિયાન થવાની બેઠકમા કરવાના કામકાજ વિષેના મંત્રીના કાગળની છપામણી, ૨૭ ૩ ૧૨

૬—૦—૦ મંત્રી અને દફ્તરીનો ટપાલ ખર્ચ.

૩૮—૯—૦

૫૭૬૫—૨—૦

પ્રભાશંકર દલપતરામ પટ્ટણી,
તીજોરર

## ગ:—તા૦ ૧-૪-૧૨ થી તા૦ ૩૧-૭-૧૪

જમે

| | |
|---|---|
| ૧૫૬૭—૮-૦ | તા૦ ૨૯-૪-૧૧ થી બાંધી મુદ્દતે મૂકેલા રૂા ૧૫૦૦ નુ વ્યાજમુદ્દલ, તા૦ ૨૮-૪-૧૨. |
| ૫૨૨—૮-૦ | ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની સિલકમાથી રા રા અમૃતલાલ રણછોડદાસ બક્ષી અને રા રા બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર તરફથી મળેલી રકમ, તા૦ ૩૦-૪ ૧૨ |
| ૨૪-૧૫-૦ | સે બૅંક ખાતાનુ વ્યાજ, તા૦ ૩૧-૧૦ ૧૨ |
| ૨૭૩૦—૯-૪ | તા૦ ૧૩-૧૨ ૧૧ થી બાંધી મુદ્દતે મૂકેલા રૂા ૨૬૧૩ નુ વ્યાજમુદ્દલ, તા૦ ૧૨-૧૨ ૧૨ |
| ૧૦૦૦—૦-૦ | સે બૅંકમાથી ઉપાડયા, તા૦ ૨ ૧-૧૩ |
| ૧૦૪૫—૦-૦ | તા૦ ૩૦ ૪-૧૨ થી બાંધી મુદ્દતે મૂકેલા રૂા. ૧૦૦૦ નુ વ્યાજમુદ્દલ, તા૦ ૨૯-૪-૧૩ |
| ૨૨—૪-૦ | સે બૅંક ખાતાનુ વ્યાજ, તા૦ ૩૧-૧૦-૧૩ |
| ૧૧—૬-૬ | 'હિન્દના રાજ્ય બધારણ' ની નકલોના વેચાણના, તા૦ ૧૨ ૧૨ ૧૩ |
| ૧૩-૧૨-૬ | સે બૅંક ખાતાનુ વ્યાજ તા૦ ૩૧ ૭-૧૪ |
| ૨૦૦૦—૦-૦ | જામનગરના ને ના જામ સાહેબે તા૦ ૧ ૧૧ ૦૯ ને રોજ જણાવ્યા પ્રમાણે આપેલી રકમ મળી, તા૦ ૬-૭ ૧૩ |
| ૧૯૯૯-૧૨-૦ | ઇન્ડીયન સ્પીશી બૅંકમાથી ઉપાડી લીધા, તા૦ ૨૭ ૧૦-૧૩ |
| ૧૨—૮-૦ | ઈન્ડીયન સ્પીશી બૅંકની સે બૅંકનુ રૂા ૨૦૦૦ નુ ઑગસ્ટ સપ્ટેમ્બરનુ વ્યાજ લ્હેણુ નીકળે તે |

## સુધીનો હિસાબ.

ઉ

૧૦૦૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા એક વર્ષની બંધણીથી ૪ાા ટકાને વ્યજે, તા૦ ૩૦ ૪ ૧૨
૧૦૯૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા સે. બૅ ખાતામા તા૦ ૩૦ ૪-૧૨
૨૪-૧૫-૦ ભાવનગર દરબારી બૅંકના સે બૅ ખાતામા, ૧ ૧૧ ૧૨.
૨૫૦૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા એક વર્ષની બંધણીથી, તા૦ ૧૩ ૧૨ ૧૨
૨૩૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા, સે બૅ ખાતામા, તા૦ ૧૩-૧૨ ૧૨
૧૦૦૦—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા, એક વર્ષની બંધણીથી, તા૦ ૨ ૧ ૧૩.
૧૦૪૫—૦-૦ ભાવનગર દરબારી બૅંકમા, ૧ વર્ષની બંધણીથી, તા૦ ૩૦ ૪-૧૩
૨૨—૪-૦ ભાવનગર દરબારી બૅં સે બૅ ખાતામા, તા૦ ૧ ૧૧-૧૩
૧૩-૧૨-૬ ભાવનગર દરબારી બૅંકમા, સે બૅ ખાતામા, તા૦ ૩૧ ૭-૧૪
૪૩૯—૦-૬ ખર્ચ —
૪૨૩-૧૨-૦ 'હિન્દનું રાજ્યબંધારણ' એ ચોપડીની નકલ ૧૧૨૫ ની છપામણી-બંધામણીના બીલ પેટે
૧૧—૬-૬ ઉપલુ બીલ ચુકતે, તા૦ ૧૨-૧૨-૧૩
૩-૧૪-૦ ટપાલ ખર્ચ અને પરચુરણ
૦—૪-૦ ભા દ બૅંકે મુજરે લીધેલુ ટપાલ ખર્ચ.
૦—૪-૦ મંત્રીનુ બૅંક સાથેનુ ટપાલ ખર્ચ.

ઉ

૩—૦-૦ ભડોળ કમિટિના સભ્યોને, ધી ઑન પટ્ટણીનુ રાજીનામું, અમની ધી ઑન લલ્લુભાઇને તિજોરર પદ માટે ચુંટવાની દરખાસ્ત, અને પ્રો. હરિલાલ ભટ્ટનો એમની ચોપડી વિષેનો કાગળ, એ બાબતોને લગતો સાઇકલોસ્ટાઈલ કાગળ મોકલતા ટપાલ ખર્ચ, ઇન્ડીયન સ્પીશી બૅંકની રાજકોટ શાખામા મુકેલ રકમ ઉપાડી લેવા માટેનો તાર અને ટપાલ ખર્ચ, અને પરચુરણ ટપાલ ખર્ચ.

૦—૬-૦ સાઇક્લોસ્ટાઇલના ૩ કાગળ

૨૦૦૦—૦-૦ ઈન્ડીયન સ્પીશી બૅંકની રાજકોટની શાખામા સે બ ખાતે, તા૦ ૬-૭ ૧૩

૧૨—૮-૦ ઇન્ડીયન સ્પીશી બૅંકના લીક્વીડેટરને ખાતે

૧૫૭૨-૧૧-૪ મંત્રી પાસે રોકડી સિલક

---

૧૦૯૫૦—૩-૪

પ્રભાશંકર દલપતરામ પટ્ટણી,
તીજોરર.

## ધઃ—હિસાબ તા. ૧-૮-૧૪ થી

જમે

૪૭૪૯—૮—૫ ભાવનગર દરબારી બૅંકમાની ત્રણ રકમોનુ વ્યાજમુદ્દલ, તા ૧ ૮ ૧૯૧૪

૫૦૩-૧૪-૬ ધિ ઑાન પ્રભાશકર દલપતરામ પટ્ટણીના નામનુ સે બૅંકનું ખાતુ બધ કરી તેમાથી ઉપાડી લીધા, ૧-૮ ૧૯૧૪

૪૭૫૦-૯-૧૧ સામે બતાવેલી ચલણી ખાતે મૂકેલી રકમનુ વ્યાજ-મુદ્દલ તા ૧૮ ૮ ૧૯૧૪.

૧૫૭૨-૧૧-૪ રોકડ સિલક આગલી, મત્રી પાસેની

૨૧૬-૧૫-૦ ત્રીજી ગુજરાતી સા પરિષદ્ તરફથી રા રા અમૃતલાલ રણછોડદાસ બક્ષી અને રા. રા બલવતરાય કલ્યાણ રાય ઠાકોરે છેવટની રકમ ભડોળને સોપી તા ૨૪ ૧૦ ૧૯૧૪ જુઓ ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્નોતા ૧૨-૩ ૧૧ પછીનો હિસાબ

૪-૧૧-૦ ભાવનગર દર બૅકના સે બૅક ખાતાનુ વ્યાજ તા ૩૧ ૧૦ ૧૯૧૪

૬૧૩૩—૪-૦ સામે બતાવેલી ટકા ૪ ને વ્યાજે બે કટકે મૂકેલી રૂા. ૬૦૦૦) ની રકમનુ વ્યાજમુદ્દલ તા. ૩૧ ૩-૧૯૧૫

૪—૬-૦ પૂના પોસ્ટલ સે બેક ખાતાનુ તા ૩૦ ૪-૧૫ સુધીનુ વ્યાજ.

૩૦૦—૦-૦ ભાવનગર દરબારી બેકના સે. બેક ખાતામાથી ઉપાડયા, તા ૨ ૮-૧૯૧૫

૨૨૨—૮-૬ ભાવનગર દરબારી બેકના સે બેક ખાતાની તા. ૩૧ ૮ ૧૫ સુધીની વ્યાજમુદ્દલ રકમ ઉપાડી લઇ ખાતુ બધ કર્યુ મુદ્દલ રૂા ૨૦૭ ૧૧ ૦, વ્યાજ રૂા. ૧૪-૧૩ ૬

## તા ૩૧-૮-૧૫ સુધીનો

ઉ

૪૭૮૯—૦—૧૧ ઑમ્બે સેન્ટ્રલ કો-ઑપરેટિવ બૅંકમા ચલણી ખાતે ટકા ૨ ને વ્યાજે, તા ૧૧-૮ ૧૯૧૪

૪૦૦૦—૦—૦ બૉમ્બે સેન્ટ્રલ કો બૅંકના ડિબેચર ખરીદવા ટકા ૪ ને વ્યાજે, તા ૧૮ ૮ ૧૯૧૪

૨૦૦૦—૦—૦ ઉપલી વિગતે, તા ૨૭ ૧૦-૧૯૧૪

૬૦૦૦—૦—૦ ઉપલી બેંકના ડિબેચર નગ ૬, નબર સી ૧ થી સી ૬, તા ૩૧-૩ ૧૯૧૫.

૫૦૩—૦—૦ ભાવનગર દરબારી બૅંકમા સે. બૅંક ખાતે ધિ ઑનર લલ્લુભાઈ સામળદાસ મહેતાના નામથી તા ૧ ૮ ૧૯૧૪

૪-૧૧-૦ ભાવ દર બકના સે બૅંક ખાતાનુ વ્યાજ તેજ ખાતામા, તા ૩૧-૧૦ ૧૯૧૪

૨૫૦—૪—૦ પુના સિટિ પોસ્ટલ સેવિગ્સ બૅંકમા મત્રીને નામે, તા ૪ ૯ ૧૯૧૪.

૪—૬—૦ પૂના પોસ્ટલ સે બૅંક ખાતાનુ વ્યાજ તેજ ખાતામા તા. ૧ ૫-૧૯૧૪

૨૪૫—૬—૦ પુના પોસ્ટલ સેવિગ્સ બૅંક ખાતામા જમા, તા ૪-૯ ૧૯૧૫

૬૯૪—૫—૬ ખર્ચ

૫૭૬—૬—૦ 'ઇગ્રેજ લોકનો સક્ષિપ્ત ઇતિહાસ' એ ચોપડીની ૧૧૨૫ નકલની છપામણી–બધામણીનુ બિલ, રાજકોટ પ્રિંટિગ પ્રેસનુ, બે રકમે ચુકવ્યુ-રૂા ૪૦૦, તા ૨ ૯-૧૪, રૂા ૧૭૬-૬૦, તા ૨ ૮ ૧૫

ઉ

| | |
|---|---|
| ૧૦૦—૦—૦ | એ પુસ્તકના કૉપિરાઇટ માટે કર્ત્તાના પુત્ર રા રા ધીમતરામને, તા ૧-૯-૧૯૧૪ |
| ૧—૯—૬ | ઉપલી રકમો ઇન્શ્યૂર કરીને મોકલતા ટપાલ ખર્ચ |
| ૨—૦—૦ | ભાવનગર દરબારી બેંકના સેવિંગ્સ બૅંક ખાતાની પાકી નકલો |
| ૨-૧૦—૦ | બૅંકોએ લીધેલો વટાવ અને મુજરે લીધેલો ટપાલ ખર્ચ |
| ૦-૧૩-૦ | બૅંકોને પાસ બુકો, રસીદો, આદિ રજી-સ્ટર કરીને મોકલતા ટપાલ ખર્ચ |
| ૨-૧૩-૦ | 'પરિષદ્ વ્યાખ્યાન માલા' માટેના સરક્યુલર કાગળની છપામણી તા ૨૫ ૬-૧૫ |
| ૮—૨—૦ | બીજો ટપાલ ખર્ચ |

૬૯૪—૫—૬

૭—૭—૩ સિલક રોકડી



૧૮૪૫૮—૮—૮

લલ્લુભાઇ સામળદાસ મહેતા
ટ્રીઝરર.

## ચઃ—ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિના એકંદર

---

જ

૬૮૨૨—૬—૬ મુદ્દલ આવક

૧૫૦૦—૦—૦ લીમડી, તા૦ ૧૩-૧૨ ૦૯
૭૫૦—૦—૦ રાજકોટ, તા૦ ૨૦-૬-૧૮.
૨૦૦—૦—૦ 'ચ ંદ્રક' થાપણ, તા૦ ૧૬-૧૦-૧૦
૧૫૦૦—૦—૦ મોરબી, તા૦ ૧-૨-૧૧
૧૨૧—૯—૦ ત્રીજી પરિષદ્ ૧૯-૧૧-૧૨
૫૨૨—૮—૦ „ „ તા૦ ૩૦-૪-૧૨
૨૦૦૦—૦—૦ જામનગર, તા૦ ૬ ૭-૧૩
૧૧—૬—૬ પુસ્તક વેચાણ, ૧૯૧૩
૨૧૬—૧૫—૦ ત્રીજી પરિષદ્ તા૦ ૨૪-૧૦-૧૪

૮૬૯—૧૧—૯ વ્યાજથી આવક

૯—૬—૦ તા૦ ૩૧-૧૦-૧૦
૬૭—૮—૦ તા૦ ૧૨-૧૨-૧૦
૧૩—૯—૦ તા૦ ૩૧-૧૦ ૧૧
૧૧૨—૮—૦ તા૦ ૧૨-૧૨-૧૧
૬૭—૮—૦ તા૦ ૨૮-૪-૧૨
૨૪—૧૫—૦ તા૦ ૩૧-૧૦-૧૨
૧૧૭—૯—૪ તા૦ ૧૨ ૧૨-૧૨
૪૫—૦—૦ તા૦ ૨૯ ૪ ૧૩
૨૨—૪—૦ તા૦ ૩૧-૧૦-૧૪
૧૨—૮—૦ ઇંડીયન સ્પીશી બેંક
૧૩—૧૨—૬ તા૦ ૩૧ ૭ ૧૩
૨૦૪—૮—૫ તા૦ ૧-૮-૧૪
૧—૯—૦ તા૦ ૧૮ ૮-૧૪
૪—૧૧—૦ તા૦ ૩૧-૧૦-૧૪
૧૩૩—૪—૦ તા૦ ૩૧ ૩-૧૫
૪—૬—૦ તા૦ ૩૦-૪-૧૫
૧૪—૧૩—૬ તા૦ ૩૧-૮ ૧૫

૭૬૯૨—૨—૩

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
મંત્રી.

## હિસાબની આદિથી તા૦ ૪-૯-૧૯૧૫ સુધીની તારીજ

ઉ

૬૦૦૦—૦-૦ ઓબે સેન્ટ્રલ કો-ઑપરેટિવ બૅંકના તા૦ ૩૧-૩-૧૫ ના ડિબેંચર ૭, નંબર સી ૧ થી સી ૬

૫૦૦—૦-૦ પૂના સિટિ પોસ્ટલ સેવિંગ્સ બૅંકમાં

૧૨-૧૨-૦ ઇંડીયન સ્પીશી બૅંકના લિક્વિડેટરને ખાતે

૭—૭-૩ સિલક રોકડી

૧૧૭૧-૧૫-૦ ખર્ચ

૪૩૫—૨-૬ 'હિંદનું રાજ્યબંધારણ' એ ચોપડીનું છપામણી-બંધામણી ખર્ચ, ઇ સ ૧૯૧૩

૫૭૬—૬-૦ 'ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ' એ ચોપડીનું છપામણી બંધામણી ખર્ચ, ઇ સ ૧૯૧૪-૧૫

૧૦૦—૦-૦ ઉપલી ચોપડીના હક્ક બદલ રા રા ધીમતરામ નવલરામ પંડિતને, ઈ સ ૧૯૧૪

૧૭—૩-૬ બીજો છપામણી ખર્ચ

૧૮—૮-૬ નકલ લખામણી ખર્ચ

૨૪-૧૦-૬ ટપાલ ખર્ચ અને પરચુરણ

---

૭૬૯૨—૨-૩

લલ્લુભાઈ સામળદાસ મહેતા,

તીજોરર.

## પ્રકરણ ૩ જાનું
## રાજકોટમાં મળેલી ત્રીજી ગુજરાતી સાહિત્ય
[આ હિસાબ 'કાઠિયાવાડ ટાઇમ્સ' અને 'ઇંડિયન લૉય-

જ

૯૨૧—૬—૧૦ 'અહેવાલ'ના પ્રકરણ ૯ અને ૧૦ પ્રમાણે તા. ૧૨-૩-૧૯૧૧ ને રોજ સિલક

૩૦૦—૦—૦ 'ગુજરાતી સાહિત્ય પરિષદ્ ચંદ્રક' સ્થાપવા માટે કાઠિયાવાડ એજન્સીના યુરોપીય અમલદારોએ આપેલી રકમ

૫૪૩—૦—૦ 'અહેવાલ અને નિબંધ સંગ્રહ' ના વેચાણથી તા ૧-૧૧-૧૯૧૪ સુધીની આવક

૧૭૫—૦-૦ વડોદરા સ્ટેટે લીધલી નકલ ૧૦૦ ના, તા ૨૩-૫ ૧૨

૩૬૦—૦-૦ નકલ ૧૮૦ રા રા બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે વેચી તેના

૦—૦-૦ દેશી રાજ્યોમાંના બેએ ખરીદેલી ૫૦ નકલની કીમત (રૂ ૧૦૦) ઘણી ઉઘરાણીઓ છતાં વસૂલ ન આવતાં તા ૩૦-૧૦ ૧૯૧૪ ને રોજ માંડી વાળીને ત્રીજી પરિષદ્‌નો હિસાબ બંધ કર્યો

૦—૦-૦ નકલ ૪૧૦ કારોબારી કમિટીના ઠરાવ અન્વયે ભેટ આપી

૮—૦-૦ નકલ ૨૫૦ અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને વેચવા સોંપી તા ૧૪-૬ ૧૨ તેમાંથી ૪ વેચાઇ તેના

[**ટીપ**—બીજી ૫ નકલ સોસાયટીમાંથી ભંડોળ કમિટિની વિનંતિ ઉપરથી ભેટ અપાતાં સોસાયટી પાસે નકલ ૨૪૧ સિલક છે, જે ભંડોળ કમિટિની માલેકીની ગણાઇ તેનો હિસાબ હવે પછી વખતો વખત તે કમિટિના હિસાબમાં અપાયા કરશે

૧૭૬૪—૬—૧૦

# પરિશિષ્ટ.

## પરિષદ્નો તા. ૧૨-૩-૧૯૧૧ પછીનો હિસાબ.

લિપ્ટ' મા ઑગસ્ટ ૧૯૧૫ દરમિયાન પ્રસિદ્ધ થઇ ગયેલ છે.]

ઉ

૧૦૦—૦-૦ 'ચદ્રક' ના બે ડાઇ બનાવનાર ઇદપ અને કુ ને બે રકમે, તા ૨૭-૪-૧૦ અને ૨૪-૧-૧૧

૨૦૦—૦-૦ 'ચંદ્રક' માટે વ્યાજે મૂકવા પરિષદે ભડોળ કમિટિને સોપ્યા, તા ૧૯-૧૦-૧૯૧૦

૩૧૯—૪-૦ ગણાત્રા પ્રિ ટિગ વર્કર્સને 'અહેવાલ અને નિબધ સગ્રહ' ની ૯૯૦ નકલની છપામણી બધામણી આદિના, તા ૧૨-૩ ૧૯૧૧ પછીના બીલોના

૨૫—૦-૦ છપામણી તા ૨૧-૩ ૧૧

૩૭—૦-૦ ,, તા ૧૫ ૪-૧૧

૨૫૦—૦-૦ બધામણી-૫૦) તા ૨૧-૩-૧૧, ૧૦૦) તા ૨૨-૭-૧૨, ૫૦) તા ૨૬-૨-૧૨, ૫૦) તા ૨-૩-૧૨

૭—૪-૦ પરચુરણ તા ૨-૩-૧૨

૨૧—૦-૦ કારોબારી કમિટિની છેલ્લી બેઠકના ઠરાવ ૧૦ અન્વયે બક્ષીસ, તા ૧૫ ૯-૧૧

૨૦૬-૧-૧૦ ભેટની નકલ ૪૬૦ (જુઓ સામે-૪૧૦+ માડી વાળેલી ૫૦) જુદા જુદા સ્થલ અને ઇસમોને પહોચાડવાનો, નકલ ૧૦૦ વડોદરે પહોચાડવાનો, નકલ ૨૫૦ અમદાવાદ પહોચાડવાનો, નકલો સાચવવા માટે કબાટના ભાડાનો, ટપાલનો, અને પરિષદ્ તથા પ્રદર્શન માટેનો પરચુરણ, એમ બધો ખર્ચ મળીને એકદર આની ફોડ આ હિસાબને અતે પૂરવણીમા આપી છે

ઉ

૫૭—૧–૦ જાહેરખબર ખર્ચ

૧૨—૧૩–૦ ‘બુદ્ધિપ્રકાશ’ અને ‘સુંદરી સુબોધ’ મા વધારા તરીકે જાહેરખબર આપવા તેની ૪૨૦૦ નકલની છપામણી, તા ૮-૬-૧૧

૩—૧–૦ ‘હીતેચ્છુ પ્રેસ,’ તા ૧૮–૭–૧૧

૧—૯–૦ ‘સુંદરી સુબોધ’ તા ૨૩-૭-૧૧

૨૭—૧૦–૦ ‘ગુજરાતી’મા ટુકી મુદતી જાહેર-ખબરના, તા ૧-૧૧-૧૧

૩—૦–૦ ‘પ્રજાબધુ’ રાજ્યારોહણ અંકમા જાહેરખબરના, તા ૧૪-૨-૧૨

૪—૦–૦ ‘ગુજરાતી પંચ’ કોરોનેશન અંકમા તા ૧૫-૨ ૧૨

૫—૦–૦ ‘બુદ્ધિપ્રકાશ’મા ટુકી જાહેરખબરના તા ૨૦-૨-૧૨

૮૬૧—૦–૦ સિલક, જે પરિષદ્ ભંડોળ કમિટિને સોપી — ૫૦) તા. ૧૮-૭-૧૧, ૫૦) તા ૧૦-૮-૧૧, ૨૧-૯ માર્ચ ૧૯૧૨, ૫૨૨-૮ તા ૩૦-૪-૧૨, ૨૧૬-૧૫ તા ૨૪ ૧૦-૧૪



૧૭૬૪—૬–૧૦

## ઉપર ખર્ચમાં નોંધેલા રૂા ૨૦૬-૧-૧૦ના ખર્ચની ફોડ.

| | |
|---|---|
| ૧૫—૮-૦ | પરિષદ્ આગળ જેમણે નિબધો વાચેલા ને જે નિબધોની છાપેલી છૂટક પ્રતો વધેલી, તે વધેલી પ્રતો તથા કર્ત્તાની મૂળ નકલ કર્ત્તાઓને પહોચાડતા ટપાલ ખર્ચ |
| ૩૧—૮-૦ | પ્રદર્શનમા આવેલી વસ્તુઓ માલેકોને પાછી મોકલતા પૅકિગ, મજૂરી, આગગાડી, ટપાલ ખર્ચ, ઇત્યાદિ |
| ૫—૫-૩ | પરચુરણ છપામણી ખર્ચ |
| ૩-૧૫-૦ | નકલ લખામણી ખર્ચ |
| ૧-૧૨-૬ | 'યત્રરાજ' ના ચિત્રોની નકલોનુ પાર્સલ શેઠ સાહેબ રા રા પુરષોત્તમ વિશ્રામ માવજી તરફથી ભેટ આવતા આગગાડીનુ નૂર |
| ૯—૦-૦ | પુસ્તકની નકલો સાચવીને રાખવા માટે કબાટનુ ભાડુ |
| ૧૩—૮-૯ | બીજો પરચુરણ ટપાલ, બક્ષીસ, આદિ ખર્ચ |
| ૨૫—૬-૦ | વડોદરે અને અમદાવાદ મળી નકલો ૩૫૦ મોકલી તે માટે ખોખા પૅકિગ, મજૂરી, અને આગગાડીનુ નૂર |
| ૧૦૫-૧૫-૬ | |
| ૧૦૦—૨-૪ | નકલ ૬૪૦ પહોચતી કરવાનો ખર્ચ, એટલે કે સરેરાશ નકલ દીઠ ૦-૨-૬ ૧/૨૩ જે ૧૮૦ નકલો વેચાઈ તેમાથી કેટલીકને માટે માત્ર રૂા ૨૦-૦-૦ ના મનીઑર્ડર આવેલા, એટલે એવી દરેક નકલ પહોચાડતા ૦-૭-૦ નો ખર્ચ કે ચોકખી ખોટ વેઠીને તે મોકલવી પડેલી, સરેગસ આટલી આવી છે તે આવી ખોટને લીધે |

પ્રદર્શન અહેવાલ, અહેવાલ, અને નિબધસગ્રહ એમ ત્રણ પુસ્તક જુદા જુદા પ્રકટ કર્યા હોત, તો ત્રણેની હજાર હજાર નકલ છપાવવી ન પડત, એક દર ખપત વધારે જલદી થાત, એક દર તકલીફ ઓછી પડત, અને વળી એક દર ચોકખી ઉપજ વિશેષ આવત, એમ ધારીએ છીએ અને અમારો આ મત હવે પછીની પરિષદોને જાણવામા આવે તે માટે અહીં નોધી રાખીએ છીએ

**અમૃતલાલ રણછોડદાસ બક્ષી,**
**બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,**
રાજકોટ પરિષદ્દની કારોબારી કમિટિ વતી

મળવાનું ઠેકાણું:—

ઍસિસ્ટંટ સેક્રેટરી,

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર,

અમદાવાદ.

## ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની ભંડોળ કમિટિનાં પુસ્તકો.

૧. ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નો
અહેવાલ અને નિબંધ સંગ્રહ ... રૂા. ૨-૦-૦

૨ બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નો
અહેવાલ અને નિબધ સંગ્રહ ... રૂા. ૧-૮-૦

૩. પ્રૉ હરિલાલ માધવજી ભટ્ટ કૃત
હિંદનું રાજ્ય બધારણ ... રૂા. ૧-૦-૦

૪. સ્વ નવલરામ લક્ષ્મીરામ કૃત ઇંગ્રેજ
લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ .. રૂા. ૧-૪-૦

ટપાલ અને વૅલ્યુપેયેબલ ખર્ચ મંગાવનારને જુદો.

છપાય છે.

૫. બંકિમચંદ્ર કૃત રજનીનું ભાષાંતર .

૬ પ્રૉ. મૅકડોનેલ કૃત હિસ્ટરી ઑફ
સંસ્કૃત લિટરેચરનું ભાષાંતર ...

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
મંત્રી, ગુજરાતી સા. પ. ભંડોળ કમિટિ,
નારાયણ પેઠ, પૂના સિટિ.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨ | ૩૧—૩-૧૯૧૧ | ૩૧—૩-૧૯૧૨ |
| ૧૨ | ૨ | ૧૧-૧૨-૧૯૧૦ | ૩૧-૧૨—૧૦ |
| ૨૧ | ૧ | ૩૧—૮-૧૯૧૫ | ૪—૯—૧૫ |
| ૨૧ | ૧૮ | ૧—૫-૧૯૧[illegible] | ૧—૫-૧૯૧૫ |
| ૨૪ | ૯ | ૧૯-૧૧—-૧૨ | ૧૯૧૧—૧૨ |
| ૨૪ | ૨૩ | ૩૧-૧૦—૧૪ | ૩૧-૧૦—૧૩ |
| ૨૪ | ૨૫ | ૩૧—૭—૧૩ | ૩૧—૭—૧૪ |
| ૩૦ | ૧૫ | ૩૫૦ | ૨૫૦ |
| ૩૦ | ૨૧ | ૨૦—૦ ૦ | ૨—૦—૦ |

